પ્રેમભક્તિ ગ્રંથમાળા

# દામ્પત્યસ્તોત્રો

ન્હાનાલાલ દલપતરામ કવિ

# હવે પછી છપાશે



કેટલાંક કાવ્યો, ભાગ ૩ જો.

બાળકાવ્યો.

ગીતમંજરી, ભાગ ૨ જો.

કુરુક્ષેત્ર, છઠ્ઠો કાંડ.

કુરુક્ષેત્ર નવમો કાંડ.

સંઘમિત્રા.

ઇન્દુકુમાર, અંક ૩ જો.

ધર્મમન્થન

વિચારણા.

ઉપનિષત્પંચક, સમશ્લોકી.

શિક્ષાપત્રી, સમશ્લોકી.

| | | | પ્રથમાવૃત્તિની સાલ |
|---|---|---|---|
| ૧૭, | શકુન્તલાનું સંભારણું | (૨ જી આવૃત્તિ) | ૧૯૨૬ |
| ૧૮, | કુરૂક્ષેત્ર, પ્રથમ કાંડ, યુગપલટો | (૩ જી „ ) | ૧૯૨૭ |
| ૧૯, | કુરૂક્ષેત્ર, દ્વાદશ કાંડ, મહાસુદર્શન | (૨ જી „ ) | ૧૯૨૭ |
| ૨૦, | ઉદ્‌બોધન | (૨ જી „ ) | ૧૯૨૭ |
| ૨૧, | અર્ધશતાબ્દિના અનુભવબોલ | (૨ જી „ ) | ૧૯૨૭ |
| ૨૨, | સંસારમન્થન | (૨ જી „ ) | ૧૯૨૭ |
| ૨૩, | વિશ્વગીતા | (૨ જી „ ) | ૧૯૨૭ |
| ૨૪, | ઇન્દુકુમાર, અંક ૨ જો | (૨ જી „ ) | ૧૯૨૭ |
| ૨૫, | ન્હાના ન્હાના રાસ, ભાગ ૨જો | (૨ જી „ ) | ૧૯૨૮ |
| ૨૬, | ગીતમંજરી | (૨ જી „ ) | ૧૯૨૮ |
| ૨૭, | જહાંગીર–નૂરજહાન | (૨ જી „ ) | ૧૯૨૮ |
| ૨૮, | કુરૂક્ષેત્ર, ચતુર્થ કાંડ, યોધપર્વણી | | ૧૯૨૮ |
| ૨૯, | કુરૂક્ષેત્ર, પંચમ કાંડ, પ્રતિજ્ઞાદ્વન્દ્વ | | ૧૯૨૯ |
| ૩૦, | કુરૂક્ષેત્ર, એકાદશ કાંડ, શરશય્યા | | ૧૯૨૯ |
| ૩૧, | કુરૂક્ષેત્ર, દ્વિતીય કાંડ, હસ્તિનાપુરના નિર્ઘોષ | | ૧૯૩૦ |
| ૩૨, | શાહાનશાહ અકબરશાહ | | ૧૯૩૦ |
| ૩૩, | પાંખડીઓ | | ૧૯૩૦ |
| ૩૪, | કુરૂક્ષેત્ર, દશમ કાંડ, કાળનો ડંકો | | ૧૯૩૦ |
| ૩૫, | સંશોધન | | ૧૯૩૧ |
| ૩૬, | દામ્પત્યસ્તોત્રો | | ૧૯૩૧ |

## પ્રેમભક્તિ-ગ્રન્થમાળા

| | | પ્રથમાવૃત્તિની સાલ |
|---|---|---|
| ૧, | કેટલાંક કાવ્યો, ભાગ ૧ લો (૨ જી આવૃત્તિ) | ૧૯૦૩ |
| ૨, | રાજસૂત્રોની કાવ્યત્રિપુટિ | ૧૯૦૩-૦૫-૧૧ |
| ૩, | વસન્તોત્સવ (૩ જી આવૃત્તિ) | ૧૯૦૫ |
| ૪, | કેટલાંક કાવ્યો, ભાગ ૨ જો (૨ જી ,, ) | ૧૯૦૮ |
| ૫, | ઇન્દુકુમાર, અંક ૧ લો (૩ જી ,, ) | ૧૯૦૯ |
| ૬, | ન્હાના ન્હાના રાસ, ભાગ ૧ લો (૭ મી ,, ) | ૧૯૧૦ |
| ૭, | શ્રીમદ્ ભગવદ્ગીતા, સમશ્લોકી (૨ જી ,, ) | ૧૯૧૦ |
| ૮, | જયા-જયન્ત (૪ થી ,, ) | ૧૯૧૪ |
| ૯, | મેઘદૂત, સમશ્લોકી (૩ જી ,, ) | ૧૯૧૭ |
| ૧૦, | ઉષા (૫ મી ,, ) | ૧૯૧૮ |
| ૧૧, | ચિત્રદર્શનો | ૧૯૨૧ |
| ૧૨, | રાજર્ષિ ભરત (૨ જી ,, ) | ૧૯૨૨ |
| ૧૩, | પ્રેમકુંજ (૨ જી ,, ) | ૧૯૨૨ |
| ૧૪, | પ્રેમભક્તિ-ભજનાવલિ | ૧૯૨૪ |
| ૧૫, | સાહિત્યમન્થન | ૧૯૨૪ |
| ૧૬, | વૈષ્ણવી ષોડશ ગ્રન્થો, સમશ્લોકી | ૧૯૨૫ |

પ્રેમભક્તિ—ગ્રન્થમાળા

# દાંમ્પત્યસ્તોત્રો

---

ન્હાનાલાલ દલપતરામ કવિ

પિયુજી મ્હારા ભવસાગરનું નાવ જો !
એ નાવે હું અજબ સુકાની અલબેલડી

વિ. સં. ૧૯૮૭] [ઈ. સ. ૧૯૩૧

કિંમત દોઢ રૂપીઓ

૧૫૫૭૫૬ ૮

કર્તાને માટે રજીસ્ટર્ડ

---

પ્રકાશક:—ન્હાનાલાલ દલપતરામ કવિ,
ભદ્ર, અમદાવાદ.

૧૯૨૭ ની સાલ પછી પ્રેમભક્તિ-ગ્રન્થમાળાના પ્રત્યેક ગ્રન્થની પ્રત્યેક નકલ ઉપર કર્તાની ટૂંકી સહી હોય છે.

મુદ્રક—મુદ્રણસ્થાન
અનુપમ ન્હાનાલાલ કવિ,
ઉષા પ્રિન્ટરી, ૨૩૫, બજાર ગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઈ.

પૂર્વે કો યુગમાં એક ગિરિને ધ્રાટ ગૌરવે
પુરૂષે આદર્યો યજ્ઞ, હોમ્યા હુતાશમાં હવિ.
ન સ્વિકારી વધા દેવો: 'એહ છે અધૂરી પૂજા.

૨

'નથી એ સહુ અંગની પૂજા,
નથી એ પુજન સર્વ ભાવનું ;
ઋષિ છો, વીર છો, વરાયુ છો ;
પણ છો એકલડા, અપૂર્ણ છો.'

૩

નરની હુંપદને વાગ્યા બોલ એ વજ્રબાણ શા.
'વન જીત્યાં, પ્હાડ જીત્યા, જીત્યા સરિતસાગર ;
આભ ને અવની જીત્યાં; એ અપૂર્ણ શું હું નર ?'

૪

વિચર્યો વનમાં નૃસંહ એ ;
હતી દૃષ્ટિ કંઇ વિશ્વજીતની.
ઉડી એ ક્ષણ પૃથ્વિ માપતી,
ક્ષણમાં વીંધતી નીલ વ્યોમને.

૫

ઘટાઓ ડોલતી ગાઢ, માથે મંજરી વર્ષતી;
ગયો સંસારયાત્રી એ કો સરોવરકુંજમાં.

૬

કળીએ કળીએ મધુકરો
ઉરજન્મ્યા કંઇ ગીત ગુંજતા;
વિટપે વિટપે વિહંગડાં
વળગી બેલડીએ વિહારતાં.

૭

નીતર્યાં આભની છાયા નિર્મળાં નીર ઝીલતાં:
ને સ્હામે તીરે રમતાં દીઠાં સારસસારસી.

૮

કુંપળો શું અનિલ લાડતા.
ગૂંથતાં પીંછથી પીંછ પંખીડાં;
તરૂ ભીતર મોરઢેલડા
નયણો નેણની માંહિ ઢોળતાં.

૯

ફૂલડાં ફુલડાં વેરી ફૂલની પીચકારીએ
ફવાડું મૂકી હૈયાને વસન્ત રમતી વને.

૧૦

જળના ફુલના સુમાર્દવે,
વનસૌન્દર્ય, વસન્તલક્ષ્મીએ,
મધુરાં ગીત, વિશ્વસૌરભે
નરનો એ નરભાવ ઝંખવ્યો.

૧૧

થઇ કેસરના ફૂંગી નમી એ નરવ્યાઘ્રના ;
ઢળી પડયું ત્રિજગતનું એ પ્રૌઢું પૌરુષપોપચું

૧૨

નિરખ્યું વનમાં ઉંડું ઉંડું,
નિરખ્યાં સારસ, નીર નિરખ્યાં ;
ઉરનો વનનો જ વિશ્વનો
પરખ્યો દૈવી વસન્તમન્ત્ર ત્ય્હાં.

૧૩

પછી તે તિથિએ હાર્યો વિશ્વજેતા નૃસિંહ એ ;
જીતી વસન્તની રાણી ભવાની ભવશોભના.

૧૪

પ્રકૃતિપુરુષે વસન્તમાં
રસનું તે દિન બીજ રોપિયું ;
અણુ એહ પ્રફુલ્લ્યું–પાંગર્યું,
સખિ ! એનો પ્રગટ્યો વિરાટ આ

૧૫

દામ્પત્યભાવો જનના જાયા એ દેવભાવની:
પૂગે વસન્તની રાણી સૌના સૌ સદ્દમનોરથો.

૧૬

રવિની રવિકાન્તિ જેવી, ને
જયમ છે ચન્દ્રની ચારૂ ચન્દ્રિકા;
વનકાન્તિ વસન્ત: એહવી
નર કેરી નરકાન્તિ નાર છે.

૧૭

ઢળીને એકબીજામાં એ નેત્રો એકદૃષ્ટ છે.
એકલગ્ન થજો એમ સંસારે સર્વ દંપતી.

૧૮

મલકી શરમાતી વીજળી
વિરમે છે જ્યમ મેઘઉરમાં,
હૃદયે ત્યમ પ્હેલ્લી તું ઢળી
સ્મરી જોજે સખિ ! આજ એ તિથિ.

૧૯

અણભૂલી અણભૂલાતી લખો દામ્પત્યની સ્મૃતિ,
તાહરાં પ્રેરણાસ્તોત્રે વધાવું છુ ત્હને, સખિ!

૨૦

કરમાયલને વસન્ત, ને
જ્યમ રોગી જનને જ ઔષધિ;
જગતે જ્યમ મર્ત્યને સુધા:
પતિની સંજીવની સુપત્ની છે.

વસન્ત, ૧૯૩૧

——

# પ્રસ્તાવના



પતિની અવિરત પ્રેરણા પત્ની છે, ને પત્નીની અખંડ ને સંતત પ્રેરણા પતિ છે એ તો સંસારજૂનાં સત્યો છે ને મુજ પરત્વે એ સંસારસત્ય અનેકધા મ્હેં ઉચ્ચારેલું છે. એ દામ્પત્યપ્રેરણામાંથી નિર્ઝરેલાં મ્હારાં કાવ્યોનો સંગ્રહ કરી છપાવવાનો મનોરથ દીર્ઘ કાળથી હતો. મ્હારાં ઘણાંખરાં ગીત રાસ કાવ્ય નાટક વાર્તાઓનો મધ્યવર્તી મીમાંસાવિષય લગ્નવિધાનનું કો સ્વરૂપ હોય છે, એટલે દામ્પત્યના કાવ્યસંગ્રહમાં શું શું લેવું ને શું શું ન લેવું એ વિચારવમળ વારંવાર મૂંઝવતો. આખરે એવો નિર્ણય કીધો છે કે દામ્પત્ય જેનો પ્રધાન રસ હોય એવાં કાવ્યોની એક મંજરીમાળ ગૂથવી. મ્હારા એ રાસગ્રન્થોમાંથી તો, પુનરૂક્તિના ભયે, આમાં નમૂના જ લીધા છે. વીરની વિદાય (૧૯૦૯) ને કાઠિયાણીનું ગીત (૧૯૧૮) એ પતિને સંબોધેલાં પત્નીમુખનાં કાવ્યો છે; પણ એ કાવ્યબેલડીનો પ્રધાન રસ વીર રસ છે, દામ્પત્યરસ નથી, તેથી આ સંગ્રહમાં એ લીધેલાં નથી શાસ્ત્રીય પરિભાષા રચીને બોલવું હોય તો દામ્પત્યરસ એ આ સંગ્રહની મર્યાદદોરી છે

પૂર્વમાં આપણે દેશે વાલ્મીકિજીએ દામ્પત્યભાવને પૂજ્યો-પૂજાવ્યો અને પશ્ચિમમાં ગ્રીસ દેશે હોમરે દામ્પત્યભાવને પૂજ્યો-પૂજાવ્યો છે, દામ્પત્યવિનાશમાં એકે સુવર્ણનગરી લંકાનો વિનાશ ગાયો, ને બીજાએ વજ્રદુર્ગ ટ્રોયનગરનો વિનાશ વર્ણવ્યો. એ રસપિંડોને પગલે ચાલીને ઇંગ્લેંડ કવિવર ટેનીસને, પોતાના Idylls of the King

નામના મહાકાવ્યમાં, Soul અને Sense નો વિરોધ વિસ્તાર્યો, અને દામ્પત્યવિનાશમાં મહારાજ આર્થરના સામન્ત મંડળની ચક્રપરિષદનો વિધ્વંસ ભાખ્યો ગીતગોવિન્દમાં રાધાકૃષ્ણની વિહારલીલા વર્ણવતાં જયદેવને પદ્માવતીની દામ્પત્યલીલા સાંભરી હતી. કાલીદાસે તો એક શબ્દ માત્રમાં દામ્પત્યનો સાર સંચ્યો છે. અલકાપુરી વર્ણવી રહે મેઘદૂતમાં યક્ષ મેઘને નિજ કુલધામનાં એંધાણ આપે છે ત્યહાં યક્ષ કહે છે.

तत्रागारं धनपतिगृहादुत्तरेणास्मदीयम्

ઘર અમારૂં કુળ અમારૂં, સન્તાનો અમારાં: મ્હારાં નહિ, અમારાં. પતિપત્નીનું સહુ 'મ્હારૂં' મટી 'અમારૂં' થાય, अस्मदीयम् અને એજ દામ્પત્યરસનું પરમ રહસ્ય

નવયુગના ગુજરાતે દામ્પત્યરસનાં પ્રથમ ગીત ગાયાં દલપતરામે. 'રામલક્ષ્મણ વનમાં સિધાવતાં' એ ધોળયુગ્મક અને 'એ માસે ના જઇએરે પિયુ! પરદેશમાં' એ બારમાસી દલપતયુગમાં રસથી ને કોડથી જનતામાં ગવાતાં ઝીલાતાં. પછી દામ્પત્યકાવ્યો લખ્યાં છે દલપતશિષ્ય બુલાખીએ. એમનાં પત્નીનું નામ વીજળી: અને વીજળી સરખી પ્રેરણાજ્યોત એ રમણીએ કવિપતિમાં પ્રગટાવી હતી. પણ

સોઽહં સોઽહં સતી રટે, સોઽહં સોઽહં કન્થ;
તથા
જીવનામૃત ઝીલવનાર નારી! તું નારાયણી:
x x x x
નરને નીવડાવનાર નારી! તું નારાયણી:

એ કહીને આપણા કવિ લલિતજીએ તો દામ્પત્યની અવધિ ગાઇ છે

પિસ્તાળીશેક વર્ષો ઉપર મેરી કોરેલીએ ઇંગ્લાંડમાં કહ્યું કે The Institute of marriage is at present on its trial. આજકાલ લગ્નસંસ્થા કસોટીએ ચ્હડી છે. એ ખરૂં છે કે સંસારે રાજ્યદેશે નીતિભોમકામાં સ્વતન્ત્રતાને નામે સ્વચ્છન્દતા જગતભરમાં વિસ્તરે છે, પ્રિયા અને પત્ની વચ્ચેના રસભેદ નાટકનવલકથાઓમાંથી દેશદેશને સંસારે ઉતરે છે ત્હો યે-અને તેમ છતાં યે લગ્નસંસ્થા માનવસંસાર જેટલી ચિરંજીવ છે. પ્રિયાને પત્ની કરવાના જ ઘણા ખરાંને હજી કોડ છે. કોક વાર ઠોકર ખાય ત્હેને લંગડો કો નથી કહેતું; કોક વેળા મદ્યમસ્ત થાય ત્હેને દારૂડીઓ કો નથી ભાખતું. સહુ વૃતિયાંની પેઠે લગ્નવૃતિયાં યે ક્ય્હારેક ઠોકર ખાય તેથી લગ્નસંસ્થા નહિ પડી ભાગે. કારણો બે છે. એક તો એ કે લગ્નસંસ્થાનો લોપ કરી ત્હેને સ્થાને શું સ્થાપવું? એ પ્રશ્ન હજી લગ્નોચ્છેદક નવસંસારશાસ્ત્રીઓ ઉકેલી રહ્યા નથી. અને બીજું એ કે રામાયણયુગ ને ઇલિયડયુગથી માંડીને જનતાના હૃદયદેશે રાજ્ય કરતી દામ્પત્યમહિમાની જગત્‌કવિતા દેશદેશમાં એટએટલી છે કે એ પૃથ્વી પાવનકારી કાવ્યો ને એના રસર્ષિઓ યશસ્કાયે જીવે છે ત્ય્હાં સુધી લગ્નસંસ્થા પણ જીવશે. લગ્નકવિતા જેટલી લગ્નસંસ્થા સંસારે ચિરંજીવ છે.

દામ્પત્યભાવનું પરમ રહસ્ય શું? દામ્પત્યભાવની પરમ 'બ્રાહ્મી સ્થિતિ' કઇ? દામ્પત્યરસને વર્ણવતાં વિધવિધની રત્ન ચમકતી ઉપમાઓ જગતના કવિવરોએ આપેલી છે. મહાકવિ કાલીદાસ કહે છે કે જગતના પિતરો **वागर्थाविव संप्रक्तौ**— વાણી ને અર્થ સમાં સજોડ છે. કવિવર ટેનીસન કહે છે કે

Like perfect music set to noble words—ઉમદા શબ્દોને વરાવેલા પરિપૂર્ણ સંગીત સરિખડાં. ભવભૂતિ કહે છે કે जीवितं मे द्वितीयम् અમરૂશતકના છેલ્લા મુક્તકમાં અમરૂ પૂછે છે કે कोऽयमद्वैतवादः? દામ્પત્યરસની ફિલસુફીની મીમાંસક દૃષ્ટિને તો કદાચ દલપતરામનાં વચનોમાં દામ્પત્યભાવની 'બ્રાહ્મી સ્થિતિ' દર્શાશેઃ ફારબસવિરહમાંની ફારબસ અને મિસિસ ફારબસને વર્ણવતી દલપતરામની ઉપમા પરમ સત્યવાહક લાગશે

બહાર બે રૂપ, પણ અન્દર જણાય એક;
ગુણે સ્ટીરિયોસકોપ પ્રતિમા પ્રકારનાં.

પતિપત્નીનું દ્વૈત, છતાં દંપતીનું અદ્વૈત; દ્વૈત ભૂંસાતું નથી, જ્યાં અદ્વૈત રચાય છે; અદ્વૈતદશામાં યે વ્યક્તિદ્વૈત અખંડ રહે છે; દ્વૈતે સાચું ને અદ્વૈતે સાચું: દામ્પત્યરસનું એ અદ્‌ભુતત્વ ને દામ્પત્યભાવનું એ પરમ રહસ્ય સ્ટીરિયોસકોપમાંની એ પ્રતિમાઓના ઉપમામંડળમાં પ્રત્યક્ષ છે; ને દામ્પત્યરસના મીમાંસકો જેમ જેમ ચિન્તનમનન કરશે તેમ તેમ વધારે પ્રત્યક્ષ થશે. ટૂંકામાં: દામ્પત્ય એટલે દ્વૈતાદ્વૈતની રસલીલા.

વસન્તપંચમી, સં. ૧૯૮૭

**ન્હાનાલાલ દલપતરામ કવિ**

❦

# લગ્નગીત

---

આંગણ કુંકુમે રે લીંપાવો,
મોંઘાં મોંઘાં ફૂલડાં વેરાવો;
સોહાગસાથિયા રે પૂરાવો,
અબિલની કાંગરી કોરાવો.

ધનુષ તો ગુલાલે રે પાડો,
મંહી સીતારામનાં બાણ માંડો;
ઉંબર રૂપા સરિખડા ઓપો,
કુંળી મીઠી કેળના સ્થંભ રોપો.

વસન્તના કેસુ કેરે ચન્દરવે
ઝુલે—નમે લજામણી વેલ ગરવે;
રચાવો વામનજી શી રે વેદી,
જશે ધૂમ્ર ગગનમંડળને ભેદી.

આચાર્ય અગ્નિહોત્રી આવે,
પુરાણા પિતૃના અગ્નિ લાવે;
બ્રહ્મવિદ બ્રાહ્મણો વેદ બોલે,
પ્રભુભર્યો માંડવો અમ ડોલે.

૧૯૦૩

---

# પ્રેમસરોવર



ભર્યું—ભર્યું સરવર ઝુલતું રે,
  રમવાને ત્હાં રૂડું ચાલ, મ્હારા વ્હાલમા !
કાંઠે ઉગ્યાં દેવફૂલડાં રે,
  ત્હેની ગૂંથીશું વરમાળ, મ્હારા વ્હાલમા !

રૂડાં ફુલ, રૂડલું સરોવરે રે,
  રૂડલા અતિશય આપ, મ્હારા વ્હાલમા !
કુંજની કુસુમલ છાયમાં રે
  ભૂલશું જગતપરિતાપ, મ્હારા વ્હાલમા !

જનમો ઉપર રસની ઘટા રે,
  નીચે નીતિની વેલ, મ્હારા વ્હાલમા !
પરિમળ પમરે ત્હાં પુણ્યના રે,
  ઝુલો મંહી અલબેલ, મ્હારા વ્હાલમા !
પીશું પરમ પદનાં અમી રે,
  લેશું અમૂલખ લ્હાવ, મ્હારા વ્હાલમા !
જગત જૂવે ત્હારી વાટડી રે,
  જીવનના જન્ત્ર જગાવ, મ્હારા વ્હાલમા !

કમળો હસે જળ ઝીલતાં રે,
  નયનો હસે છે રસાલ, મ્હારા વ્હાલમા !
ઉઠ, ઉઠ, પ્રીતમ ! ઉઠને રે,
  પ્રેમસરોવર ચાલ, મ્હારા વ્હાલમા !

૧૮૯૬

---

# પ્રાણેશ્વરી



પ્રાણેશ્વરી ! વ્રતિની જીવનસાથની હો !
ક્રીધું પ્રયાણ મુજ સંગ ભવાટવીમાં;
ત્હેં પોષી આત્મકળી પાંખડીઓ ઉઘાડી;
ખીલી કંઇક, કંઈ ધૂળ વિશે ખરી તે.

ખીલી પ્રકાશ ઝીલતાં પ્રભુની પ્રભાના,
કે હા ! ખરી જડ વિશે જડભાવ પીતાં,
ગેબી સુગન્ધ કંઇ પાંખડીએ ઉડાવ્યો;
ત્હેનો રચી રસિક ! હાર ત્હને વધાવું.

આજે સુદિન તુજનામિની પૂર્ણિમાનો;
જો ! ફાડ્યું મેઘપટ કોકિલની કલાએ;
કીકી સમું ધરી શશાંક, ભ્રુકુટિ પાડી,
ઉગ્યો પ્રફુલ્લ અમીવર્ષણ ચન્દ્રરાજ.

પૂજ્યો શશી, પૂજું ત્હને રસની સુગન્ધે,
પૂજી પ્રકાશું મુજ અન્તર કેરી વાંછા;

આ ચન્દ્રિકા સમ મનોહર ને વિશાળ,
કલ્યાણકારી, ઉંડી આશિષથી ભરેલું,
તે પુણ્યશુધ્ધ મૃદુ ઉજ્જવળ વ્હાલરંગી,
તું હાસજે તુજ અલૌકિક એક હાસ્ય.

માણેકઠારી પૂર્ણિમા, ૧૯૦૨

## નરી સરલતા



૧

નરી સરલતા કાણુ પૂજશે ?
નથી તેજ, નથી તરંગ;
શાન્ત, વિમળ, વિરળ, રમ્ય;
તુજ મુખ શું ભર્યું સૌમ્ય, મુજ લાડિલી !

૨

અલૌકિક નીલ પટ સન્ધ્યા લઇને
પ્રશાન્ત નિદ્રિત બાલપ્રભાત
અન્તરિક્ષના રંગ ધરી સ્તવું
તુજ નયન સમા જળહૃદયે, મુજ લાડિલી !

૩

એ સુન્દરતા કાણુ નિરખશે ?
કાણુ સ્હમજશે ? કાણુ સુહવશે ?
કાણુ નીર ચંચુ ત્ય્હાં ભરશે ?
—અનિમિષ, અકળ, ગહન સૌન્દર્ય :
તુજ નયનમાં ઉંડું શોભતા આત્મન્ સમું, મુજ લાડિલી !

૪

વિશાળ નભ વીંધતા ગરૂડ ઉડશે,
પ્રલા વીણુન્તા દિગન્ત ઘન ઘૂમશે;

સઉ શમશે, સઉ શમશે, ઉતરશે
તુજ હૃદય સમા સરવર પર, મુજ લાડિલી !

૫

મુજ કુંજ પેલી જો ! ઝુલે ;
પ્રભુનાં દીધાં કંઇ સુખ ફૂલે ;
મ્હારાં—ત્હારાં કંઇ કંઇ કુસુમ મધુરાં ખીલે:
સખિ! તુજ હૃદયજળ ત્ય્હાં અમળ સીંચી શોભજે; મુજ લાડિલી

૧૯૦૮



# ઉગે છે પ્રભાત



ઉગે છે પ્રભાત આજ ધીમે ધીમે;
ઉગે છે ઉષાનું રાજ્ય ધીમે ધીમે:
ઉગે છે પ્રભાત આજ ધીમે ધીમે.

રજનીની ચુંદડીના
છેડાના હીરલા શા
ડૂબે છે તારલા આજ ધીમે ધીમે:
ઉગે છે પ્રભાત આજ ધીમે ધીમે.

પરમ પ્રકાશ ખીલે,
અરૂણનાં અંગ ઝીલે;
જાગે પ્રભુ વિશ્વમાં આજ ધીમે ધીમે;
જાગે પ્રભુ જીવમાં આજ ધીમે ધીમે:
૧૯૧૨ ઉગે છે પ્રભાત આજ ધીમે ધીમે.

# વેણુ લઇયે ને દઇયે



વેણુ લઇયે ને દઇયે,
હૈયાની, સૈયા!
વેણુ લઇયે ને દઇયે.

તું જગમોહન,
હું રસશોભન;
દિલને વસ્યાં દરિયે:
    હૈયાની, સૈયા!
    વેણુ લઇયે ને દઇયે.

તું નટનાગર,
હું રૂપસાગર:
ભરતી બધે ભરિયે;
    હૈયાની, સૈયા!
    વેણુ લઇયે ને દઇયે.

૧૯૧૩



# કુલયોગિની.

---

ભરેલા સરમાં નીર ખાતાં'તાં મન્દ હેલિયાં;
ને હૈયું યે ચ્હડયું હેલે, દર્શ ત્ય્હાં દેવીનાં થયાં

૨

છે એક ઉજ્જ્વળ પુરાણપ્રસિધ્ધ દેશ,
ઉષ્માપ્રતાપભર સૂર્ય તપે હમેશ;
આતિથ્યની નગરીઓ જયંહિ ન્હાની ન્હાની,
ત્ય્હાં છે અમારી કુળની લઘુ રાજ્યધાની.

૩

તોફાની બાલુડાંને ત્ય્હાં જોતી નેન ઉંડા ભરી.
બેઠી'તી દામણી દેવા દેહે સૌ દીનતા ધરી.

૪

સખિ! ત્ય્હાં સુકુમાર વાંકડી
નમતી એક હતી બદામડી:
બુચના દ્રુમ ધીમું ડોલતા,
ધ્વજ જેવા ગગને વિરાજતા.

૫

બારણામાં કરે રક્ષા સદા યે હનુવો જતી;
લીમડાની શીળી છાયા આંગણે પાથરી હતી.

૬

ઝાંખો પ્રકાશ તરૂજાળી મંહીથી આવે,
ને ઓશરીની મંહી જાજમ તે બિછાવે;
ત્ય્હાં લીલી એકસર માલતી વેલ દીપે,
ને એક ડોલર હતો તુલસી સમીપે.

૭

માંડેલો માંડવો આછો ચોકમાં છાંયડી કરે;
એક–બે જૂઇની વેલો સૂકાતી હતી તે પરે.

૮

તે તેજલીંપી શીળી ઓશરીમાં
પ્રારબ્ધની પોથી ઉઘાડી ધીમાં
દેવી જૂવે તે મંહી ભાગ્યલેખ,
મુખે હતી દુઃખિણી કેરી રેખ.

૯

અન્તરિક્ષે હતી દૃષ્ટિ, સૂની ને કાંઈ શોધતી :
હતું તે પેખતી ન્હોતી, ન્હોતી ત્હેને નિહાળતી.

૧૦

ત્હેને ન શોધ, તુજને જડશે નહીં તે,
ત્હારો નઠોર નથી નાથ અંહી કયંહી યે:
આઘે ભમે શરીર, ભૂલ્યું મને ભમન્ત,
એકાકિની મૂકી ત્હને અતિ એ દમન્ત.

૧૧

આંખડી શૂન્યતાની એ પછી પાછી વળી નમે
કાદવે કમળો જેવાં બાળ જ્ય્હાં ધૂળમાં રમે.

૧૨

કદીક સ્નેહે તુજ કંઠ ગેલતાં,
કદીક હેતે મુજ નામ
કદીક મીઠું નિજ મસ્તીમાં મચે:
હંમેશ ન્હાનાં કંઇ નાટકો રચે.

૧૩

ઉતાર્યાં દિલથી એવાં દિલે સમૃધ્ધ બાળકો;
વિસાર્યાં વ્હાલસ્હોયાં મ્હેં આત્મશ્રીઝર અર્ભકો.

૧૪

લજ્જાળુ લોચન **મનોહર** કેરૂં ચારૂ,
તેજસ્વી આનન **અનુપમનું** સુપ્યારૂં;
સોહાગશોભિત વિલાસ **વિનોદિની**ના,
**આનન્દ**નાં ગહન હાસ્ય—કશી કમીના?

૧૫

અન્તરે કોઇ ચે, બાપુ! ઓછું મા આણશો રજે;
આપણાં બાળની, દેવી! તું માતા—તું પિતા થજે.

૧૬

તજીયાં બાળ, તજી મનોરમા;
કરુણાળુ! કરજો બધું ક્ષમા:
પ્રિય! ડાહ્યાં થઇ માનું માનજો,
કુળને છાજતી રીત ચાલજો.

૧૭

આવશે અતિથિરૂપે દેવી કે કોઇ દેવતા:
કે સ્નેહી કો, સગાં કો કે હરિનાં જન ભાવતાં.

૧૮

આતિથ્ય યોગ્ય સહુનું સખિ ! તું કરીશ,
ચિન્તા નથી લગીર, અર્ધ્ય પદે ધરીશ :
સૌ પૂછશે કુશળ, તું મુજ સાંઇ કહજે,
મ્હારી વતી ય સખિ! અંજલિ અર્ધ્ય દેજે.

૧૯

દેવી ! તું કુળની રાણી, હું યે મ્હેમાન તાહરો :
માંડ્યું ત્હેં કુળનું રાજ્ય, રાજયોગ ખરો કર્યો.

૨૦

ક્ય્હારેક તો તું કુળ માટ રાંધતી,
ક્ય્હારેક તું મેલ ચ્હડ્યા ઉતારતી;
ક્ય્હારેક પૂજી પ્રભુ આશિષો લહે;
નિત્યે ય ચિન્તા કુળક્ષેમની વહે.

૨૧

ઉપાડે કુળનો ભાર, ભાર્યા તે સતીને ભણી;
સંભાળે ગૃહની શોભા, તે દેવી ગૃહિણી ગણી.

૨૨

દેવી ! સતી ! પરમ પાવનકારી ભાર્યા !
કલ્યાણિની! ગૃહિણિ! ઓ પ્રભુપ્રેમી આર્યા!
ઢોળે શિરે નફિકરો પતિ સૌ ગુમાને,
'સર્વસ્વ સોંપ્યું મુજને જ' તું એમ માને.

૨૩

ન બૂઝે ભાવ એ ત્હારો, કે લેશે સ્હમજે નહિ;
ત્હો યે તું શાન્તિથી સેવા સદા સૌની કરી રહી.

૨૪

ભમે–ભમે દેહ ભલે વિદેશે,
ભલે ભમે આ મનડું વિશેષે;
નથી–નથી એક ઘડી ય ન્યારું
કલ્યાણિ ! આકર્ષણ દેવી ત્હરું.

૨૫

માહરી જીંદગી કેરું સુહાગી મધ્યબિન્દુ તું;
અન્ધારી રાત્રિમાં મ્હારી અમીનો પૂર્ણ ઇન્દુ તું.

૨૬

માંડી જ વેદી ગૃહની, લીંપી પંચગવ્ય.
ત્હેં આદર્યો ગુણવતી ! કુળયજ્ઞ ભવ્ય;
પંચાગ્નિ પંચશિખ પંચ દિશે જલે છે,
હોમાઇને હવિ રૂપે મંહી તું બળે છે.

૨૭

સદાની યે ત્હને લાધી સમાધિ કુળયોગની;
આત્મામાં જ્યોત એ ધારી સોહે તું યોગિની બની.

વિચરે તું નહિ કલ્પના વિશે,
વિસરે ના કંઇ ભ્રાન્તિને મિશે;
તુજને લાધી સમાધી કર્મની,
કવિતા જીવ છે તું સ્વધર્મની.

૨૮

કરીને સેવના મ્હારી કીધો ત્હેં નિત્યનો ઋણી;
નમેરો–નગુણો છું હું, તું તો સાચ્ચી મહાગુણી.

## ૩૦

એ ત્હારૂં રૂણ સખિ ! કેમ ફીટ્યું ફી
એ રૂણના રૂણી તણું સજની ! શું થાશે ?
ઓ શાન્તમૂર્તિ ! વરદાયિની કુલદેવી !
ત્હારી શુભાશિષથી મ્હારૂં અશુભ જાશે.

## ૩૧

કો નથી અધુરૂં વિશ્વે ? હું નથી ? કે શું તું નથી ?
કે ત્હારા ગુણનું ગાને દેવી ! આ અધુરૂં નથી ?

## ૩૨

અહો ! મહાભાગ તળાવતીર !
અહો ! મહાભાગ હું યે લગીર;
જેવી ત્હમારાં જળમાં વનશ્રી,
ત્હેવી જ મ્હારા ઉરમાં કુળશ્રી.

## ૩૩

મ્હારા કુળમાં, બીજે. જ્હાં હો ત્હાં, ઓ તપસ્વિની !
નમો—નમો, મહાદેવી ! ઓમ નમો, કુલયોગિની !

૧૯૦૯

# પ્રભાત.

જાગ્યું ઉષાનું અનિલે ચૂમ્યું નેત્ર પેલું,
ને લોચનો ચૂમી જગાડું ત્હને સખી! હું;
જો જાગી; કો રસ અપૂર્વ ઉડો રૂપેરી,
ત્હારી પ્રભા સમ, ઉભો પ્રિય! વ્યોમ ઘેરી.

ઝાંખુ પ્રકાશિત વ્હડયું વન જો! હિંડોળે,
ગંભીર ધીર સહકાર અનેરું ડોલે;
પંખીકુળો મધુ શું પ્રાશી પ્રકાશપાન
છેડે પ્રભાત તણું ભવ્ય પ્રવૃત્તિગાન.

આકાશના કુહર ભેદી ઝીણું ઝરન્તા,
અન્ધારઅન્તર વિષે ય પ્રભા પૂરન્તા,
જો! કાન્ત, પુણ્યજળ શા, વહી વિશ્વ આવે,
તે તેજના અતુલ ઓઘ ત્હને વધાવે.

વ્હાલી! વિલાસરમણાભર વીતી રાત્રી,
ત્હો ચે ન દે દિન વિલાસનો વિધાત્રી;
નિદ્રા નિવારી સખિ! જો નયને રસીલે,
બ્રહ્માંડ ભવ્ય પ્રભુભાવ વિશે જ ઝીલે.

આછેરું અંગ અજવાળી ઉમંગરંગે,
મીંચી નચાવી શુચિ પાંખ ઝીણા તરંગે,
કો મન્દ મન્દ સુકુમાર અનિલ આવે,
ને માનવીનું નવજીવન જો! જગાવે.

એવો જગાડી જીવ, ને લઇ સ્નેહઝૂલે,
રેડી રસાંજલિ સ્વાત્મનને પ્રફુલ્લે,
એવા હસન્ત સખિ! શોભન નેત્ર ત્હારૂં
ચુંબી ફરી ફરી પ્રિયે! ઉરુ અન્તરમાં હું ધારૂં.

૧૯૦૧



# લગ્નનું સ્હવાર.

સૂરજ ઉગ્યો રે કેવડિયાની ફણસે,
કે વ્હાણેલાં વાયે નવલાંરે :
સૂરજ ઉગ્યો રે મણિમાણેકની ટશરે,
કે વ્હાણેલાં વાયે નવલાંરે :
ઉગ્યો ઉગ્યો રે સોના કેરી સળીએ,
કે વ્હાણેલાં વાયે નવલાંરે ;
ઉગ્યો ઉગ્યો રે કેસર કેરી કળીએ,
કે વ્હાણેલાં વાયે નવલાંરે :

વરજી કાજે રે મુગટ પાઠવે ઇન્દ્ર
કે વ્હાણેલાં વાયે નવલાંરે ;
આભ કાંઠે રે એવું સૂર્યનું બિમ્બ
કે વ્હાણેલાં વાયે નવલાંરે :
જાણે જાગે રે સંસારનો પ્રાણ,
કે વ્હાણેલાં વાયે નવલાંરે :
કન્યા માથે રે એવો આવન્તો બાણ,
કે વ્હાણેલાં વાયે નવલાંરે

સૂરજ પૂજીએ રે તમ મહાભાગ ભર્ગ,
કે વ્હાણેલાં વાયે નવલાંરે ;
શુભ પ્રેરો રે અમ કુળ કેરે સર્ગ,
કે વ્હાણેલાં વાયે નવલાંરે ;

જગજ્યોતિ રે! મ્હારે જગતે પધારો,
કે વ્હાણેલાં વાયે નવલાંરે;
દેવધારા રે મ્હારે માંડવે સારો,
કે વ્હાણેલાં વાયે નવલાંરે.

ગુરૂ! આવો રે, વરકન્યા નમાવો,
કે વ્હાણેલાં વાયે નવલાંરે;
થાળ લાવો રે, દિનનાથ વધાવો,
કે વ્હાણેલાં વાયે નવલાંરે;
આજ મ્હારે રે ધન્ય મંગળ ઘડીઓ,
કે વ્હાણેલાં વાયે નવલાંરે;
મ્હારે માંડવે રે ધ્વજ તેજનો ચ્હડિયો,
કે વ્હાણેલાં વાયે નવલાં રે

૧૯૦૪

---

# બ્હેનનું ગીત,

મંગળ ઘડી સોહે છે, વીરવર! વરઘોડે ચ્હડો,
ઢળી ઢળી મંગળ પદ વાજીન્ત્ર વહે માધુર્ય:
વધાવે વનિતાઓ ગીત ગાઇ અખંડ સુહાગનાં,
અલૌકિક તેજ પૂરી મુખડે અભિષેક સૂર્ય:
દિશ દિશ સોહે છે સોહાગ, વીરા! ઘોડે ચ્હડો.

રચિયો સુવર્ણમંડપ નિર્મળ નીલ આકાશમાં,
આપે રજત અટારી સુમધુર ચન્દ્રાકાર;
આંખડલીમાં અમી આંજીને દેવકુમારિકા,
કરમાં ધારી ઝારી, વરસે અમૃતધાર:
દિશ દિશ રેલે છે સોહાગ, વીરા! ઘોડે ચ્હડો.

ઉડુમણિ ગૂંથી સન્ધ્યાએ શણગાર્યાં બ્રહ્માંડને.
રસનાં ઝરણ સુહન્ત રમન્ત ગગન મોઝાર;
ભરી ભરી ચંચુ સુકોમળ પિતૃલતાને સીંચન્તે.
પિતાનું અક્ષત રાખો કુળ, કન્દર્પકુમાર
દિશા ભરી ગાજે છે સોહાગ, વીરા! ઘોડે ચ્હડો.

પેલી ડોલે ને ઝૂલે તરૂવરની છાંયડી,
ફૂલડાં લીચે રસે. સુખશીતળ વાય સમીર;
નચાવી નયન ત્હમારી વીરવર! નિરખે વાટડી,
લળી લળી પન્થ નિહાળે કન્થ કુમારી અધીર:
શમાવા દીર્ઘ અધીર સખીની વીર! ઘોડે ચ્હડો.

મીઠડાં મુગ્ધ હસન્ત કુમાર નયન ફૂલડાં સમા,
મંગળ સ્મિતશોભા શું વિશાળ લલિત લલાટ;
વિરાજે વચમાં ચન્દ્રક શાશ્વત શશિસૌભાગ્ય શો,
લાવો વીર! ત્રિલોકતિલક તે ઘરને ઘાટ:
કુળના ગોખ સુહાવા વીરવર! વરઘોડે ચ્હડો.

કાન્ત કનકની લટ લટકે કંઇ કપુંરભાલમાં,
કિલકિલ કોકિલકલકેલિ ભરી કુંજાગાર,
બળજ્યોતિ શા બાળ, સુભગ સ્નેહમધૂર બાળિકા:
સહુ પ્રગટે છે વીર! ભાવી કેરા ભંડાર;
વિધિના સોહે છે સોહાગ, વીરા! ઘોડે ચ્હડો.

લાવો તેજપ્રભા લઈ આવો કેસરવેલડી,
લાવી રોપો ફૂલમાંડવડે વીરવર! આજ;
અમીશીલ છાયામાં બેસીને અન્તર ઠારજો,
વૃદ્ધ વડિલ, ભગિની ન પણ વિસરશો વરરાજ!
સુન્દર સોહે છે સોહાગ, વીરા! ઘોડે ચ્હડો.

ગંભીર સાગરપૂર ગરજે છે ભરી બ્રહ્માંડને,
અનુપમ તટમાં સુમનસુહન્ત લીલાશ છવાય:
ઉજ્જવળ કલ્લોલકુળ વનમાં વસતાં વિધુવૃન્દ શાં,
સુધારસ સારવતાં ભરી પાંખ પીએ ને પાય:
સુધામય સોહે છે સોહાગ, વીરા ઘોડે ચ્હડો.

વિચરે વ્યોમ વિશે શશિઆળા વિમળ વિલાસમાં.
નિરન્તર પિતૃને પરિવાર, પ્રસારે પાંખ :
સજવા સ્નેહગૂંથ્યા મંડપ તે પરમ કૃતાર્થ છે,
વિહાર–વિલાસ વીરા ! સૌ હૃદયની સલૂણી સાખ:
સોહે સ્નેહભર્યા મનુમંડપ, વીર ! ઘોડે ચ્હડો.

વિરાજે વિશાળ નભ ઘેરીને વીર ! મુજ તાતની
મોંઘા મેઘાડમ્બર સરિખી શુચિ કુળલાજ ;
ત્હેને સાચવજો, સોહવજો, વીર ! વધારજો,
અમારી અક્ષત કરજો કુળકીર્તિ, વીરરાજ !
સોહે છત્ર ધવળ વર શીર્ષ, વીરા ! ઘોડે ચ્હડો

પ્રિય જન મન્દ હસી શીલે હાસ વધાવે નેત્રથી,
હું ય પણ કુંકુમઅક્ષતથાળ ભરી પૂજીશ;
માતાનાં, વીરનાં, સખીનાં વત્સલ નયનો ઠરે,
પિતા પણ જો ! પ્રભુદ્વારથી આપે છે આશીષ
દિશા ભરી સોહે છે સોહાગ, વીરા ! ઘોડે ચ્હડો.

મનોહર મહિમાવાન નયનમાં મધુર વિહાસતા
વિલાસે દેવમણિ, પ્રભુના ઝલકે ઝલકાર;
વિધુમુખી કુળવધૂની રસસુધા અખંડ સુહાગિણી,
લઇ આપો મુજને વીર ! શોભાશોભનહાર;
દશ દિશ સોહે છે સોહાગ, વીરા ! ઘોડે ચ્હડો,

મંગળ પ્રભુમન્દિરની સુશીલ પ્રભા શી પ્રકાશતી
પિતામાતાનાં સ્નેહઅમી પી ખીલતી આજ
વિકસતી સખીની-પ્રિયની આશાઆંજી આંખડી
ત્હમારી અક્ષત રહેજો કુળલતા, વીરરાજ!
દિશ દિશ સોહે છે સોહાગ, વીરા! ઘોડે ચ્હડો.
મંગળ ઘડી સોહે છે, વીરવર! વરઘોડે ચ્હડો.

૧૯૦૦

---

# સૌભાગ્યવતી

મોગરાનો મંડપ હતો,
ને મંડપ નીચે તે ઉભી હતી:
જાણે ફુલની લટકતી સેર.

આસપાસ અજવાળાં ઉગતં,
ને દિશદિશમાં વસન્ત ઢોળાતી.
ક્યારે ક્યારે કળીઓ ઉઘડતી.
પત્રે પત્રે પુષ્પ પ્રગટતાં હતાં.
ફુલના સરોવર સરિખડી વાડીમાં
તે વાડી જેવી વિરાજતી.

વદને ત્હેને વસન્ત હસતી,
હૃદયે ત્હેને વસન્ત લહરતી,
બારણે ત્હેને વસન્ત બોલતી,
ઓરડે ત્હેને વસન્ત વિહરતી.
કુળમાં ત્હેના વસન્તના વાસ હતા.
વસન્તનો વર પામેલી વસન્તપૂજારણ
આંગણું ભરી ઉભી હતી.

સૌભાગ્યના આભૂષણે શણગરાયેલી,
સંસારના મહાશણગારરૂપ,
એ એક સૌભાગ્યવતી હતી.

પગલાંમાં ત્હેનાં પુષ્પ હતાં;
ચરણે ધરા ન્હોતી ચંપાતી.
કુળાશ્રમનો માથે ગોખ ધારી
પ્રારબ્ધપુત્રી તે સ્મિત કરતી સોહાતી.

સૌન્દર્યના ચન્દ્ર સમું મુખડું હતું,
ને મુખડે મૃદુતા પમરતી.
લજ્જામણીના છોડ જેવાં
ભ્રુકુટિનાં ચાપ નમેલાં હતાં.
નીચે કલ્યાણકારી કીકીઓમાં
આદર ને આતિથ્ય ઉઘડતાં.
આંખડલી આનન્દભીની હતી;
કેશાવલિ સઘન વિરાજતી.
અ અોડલે ફૂલવેણી વિલસતી,
મંહીથી સૌભાગ્યની ફોરમ ફોરતી.
હૈયામાં નાથની વરમાળ ઝૂલતી,
ઉરખંડે અનેરી ઘટા ગોરંભતી.
અન્તરમાં મોજાં ઉછળતાં,
ઉરબન્ધ તૂટુ તૂટુ થતા.
રોમરોમમાં ભાવિ વિશ્વ રમતાં.
વિલાસની લોલવિલોલ લીલા શી,
સૌભાગ્યના સુધાકર સરિખડી,
સુન્દરતાની વસન્ત જેવી,
સ્વામીસ્નેહની પ્રતિમા સમી

ગૃહલક્ષ્મી ગૃહદ્વારે ડોલતી,
વાત્સલ્યની વેલી સમોવડી
કુલાગારે ઝૂકેલી હતી.
કલાપીની સકેલેલી કલા સમી
દેહદેશે નવરંગ સાડી સરતી,
મંહી લજ્જાની લહરીઓ લહરતી.
પવિત્રતાની પાંદડીઓ જેવા
ગાલ ઉપર, ભાલપત્રે,
નાથના સ્નેહલેખ લખેલા હતા.
ઉરમાંથી અમૃતના ફૂવારા ફૂટતા,
સન્તાન તે જીવન પી અમર થતાં.
ભરથારની દૈવી સંપત્તિ સમી
દેહાકાશે ઉષા ઉઘડતી;
કાન્તિમાં કન્થના કોડ ઝળહળતા.
શીલનો પ્રભાવ, પ્રભુતા શો,
અખંડ પ્રભાએ પ્રકાશતો.
અંગોઅંગને વિશે
શ્રદ્ધા સરળતા શુશ્રૂષા હતાં.
જગતની જનની જેવી
સુન્દરી ભરી ભરી ભાસતી.
દૃષ્ટિમાં સન્તોષ ને શાન્તિ હતાં.
આંખડીમાં અનેક સંસાર મટમટતા.
ઉદારલોચન, પ્રસન્નવદન, શીલશીતળ,
ચન્દ્રિકા વિસ્તરતી પૂર્ણિમા જેવી

ઉરદેહની વસન્ત વિસ્તરતી:
સ્વામીવ્રત શી અવિચળ
ઉમ્બરની સ્ફાટિકશિલાને માટે
જાણે જગતનું ઐશ્વર્ય.

પાડોશમાં આંબાવાડિયાં હતાં.
ત્ય્હાંથી કોયલોની કલ્લોલવાણી
માધુર્યના અભિષેક કરતી.

સન્મુખ માધવીનાં ફૂલ ખરેલાં હતાં:
જાણે ત્હેના મુખનાં વેરાયેલાં વેણ.

આશ્રમને આંગણે વસન્ત પધારી હતી.
ચોકમાં નન્દનનાં ચન્દન વર્ષતાં.
આનન્દવદને ભમતી
ચન્દન વન્દી વસન્ત પૂજતી:
કુંકુમ ને અક્ષત ચ્હડાવી
અક્ષત કુંકુમના અધિકાર માગતી.
ભવોભવ, પ્રાણયાત્રાના તીર્થે તીર્થે,
એ વલ્લભનો સહચાર વાંછતી.

નવવર્ષાની વાદળી જેવી
તે આશાભરી હતી;

કુટુંબના આધાર જેવી
તે ધીર ધરિત્રી હતી;
સ્નેહની પરમ ભાગીરથી જેવી
દેવી પતિતપાવની હતી.

સૌભાગ્યદેવ સરિખડો
કોડામણો કન્થ પધાર્યો:
સીતાની વાડીએ જાણે રામ.
જીવનનાં જળથી વધાવ્યો,
પ્રાણને પદ્માસને પધરાવ્યો.
આશા દૃષ્ટની રહોડમાં ઉભી:
મુમુક્ષુ મુક્તિને ઉમ્બર ઉભો.
આરતીની શિખાઓ સમોવડી
નયનોમાં જ્યોતિર્માળ પ્રગટી.
બારણે અદ્‌ભુત ઉજાસ ઉઘડયો.
અન્તરિક્ષથી અનિલ આવ્યા;
સ્નેહના સન્દેશાભર્યાં તેજવાદળ
દિશદિશમાં લઇ તે પરવર્યાં.

# પ્રેમનગરના રાજવી

હે આભમાં ડગમગ ડોલે વાદળી રે;
હે માહરે મન મહેરામણ મેઘ:
હે પિયુજી પ્રેમનગરના રાજવી રે.

હે મેઘમાં ઝગમગ ઝબકે વીજળી રે;
હે વીજ શા નેણલે નાચે નાથ:
હે પિયુજી પ્રેમનગરના રાજવી રે.

હે ચોમેર વનરાજી ઢોળાઇ ઢળે રે;
હે મોરલો ગરજે વનને ગોખ:
હે પિયુજી પ્રેમનગરના રાજવી રે.

હે આછી-આછી ઓઢણુ પામરી રે;
હે આછાં આંજણુ, આછાં અધોળા:
હે પિયુજી પ્રેમનગરના રાજવી રે.

હે ઘેરા ઘેરા વનના માંડવા રે;
હે ઘેરાં વન, નદીઓનાં નીર:
હે પિયુજી પ્રેમનગરના રાજવી રે.

હે પદ્મથી છવરાઇ તવ પદ્મણી રે;
હે વીણવા આવજો એ, રસરાજ !
હે પિયુજી પ્રેમનગરના રાજવી રે.

૧૯૨૬

# કન્થકોડામણી

---

સોહાગમૂર્તિ શી રે કે શણગારી આ તો ? સાહેલડી !
ઉભો તો માંડિયે રે કે દીલડાંની વાતો, સાહેલડી !

રૂપની કળા કરી રે કે ચતુરા ! ક્હાં ચાલ્યાં ? સાહેલડી !
છબિલી ! આ છોગલાં રે કે મોહનાં શે ઘાલ્યાં ? સાહેલડી !

હજી તો વસન્તની રે કે લ્હેર પ્હેલી આવે, સાહેલડી !
ઉરને ઉમળકે રે કે વિશ્વ જો વધાવે, સાહેલડી !

હજી ય તો વાર છે રે, કે આવડી વ્હેલી ! સાહેલડી !
એવાં શા કામ છે ? રે કે આવડી ઘેલી ! સાહેલડી !

ચન્દનકંકાવટી રે કે કુંકુમ ભરિયાં, સાહેલડી !
ગોરાં ગુલાબ ને રે કે એમ મુખે ધરિયાં, સાહેલડી !

કુંપળને ટોડલે રે કે તારલી પલકે, સાહેલડી !
પોપચાંને પાંદડે રે કે કીકીઓ મલકે, સાહેલડી !

સરિતામાં પૂર તો રે કે આજ આ શાનું ? સાહેલડી !
મેહુલે શું માંડિયું રે કે માવઠું મહાનું, સાહેલડી !

અંબુજઆંખડી રે કે અંજન સાર્યાં, સાહેલડી !
ભમ્મરના ચાપમાં રે કે બાણુ કેમ ધાર્યાં ? સાહેલડી !

ચન્દ્રમાને સેંથલે રે કે વાદળી નમતી, સાહેલડી !
ભાલમાં ચ્હડીને રે કે એમ અલક રમતી, સાહેલડી !

શણગાર સજ્યા રે કે કન્થના કોડે, સાહેલડી !
મનોહર મોગરો રે કે ઉઘડે અંબોડે, સાહેલડી !

વદનકટોરીમાં રે કે અમૃત લીધાં, સાહેલડી !
શાશ્વત સૌભાગ્યના રે કે ચન્દ્રક કીધા, સાહેલડી !

પૃથ્વીને પૂનમે રે કે સૂર્યચન્દ્ર રાજે, સાહેલડી !
એવા બે કાનમાં રે કે હીરલા વિરાજે, સાહેલડી !

કમળનો ડોડલો રે, કે પત્રે બિન્દુલેખા, સાહેલડી !
કંઠને ઢોળાવ રમે રે કે મોતિડાંની રેખા, સાહેલડી !

વને વન આંબલે રે કે મ્હોર મ્હોર્યાં દીઠા, સાહેલડી !
દેહડાળે પ્રેમના રે કે મ્હોર એવા મીઠા, સાહેલડી !

જાસુદની બેલડી રે કે ઢળતી હાસે, સાહેલડી !
હૈયાનાં ફૂલડાં રે કે ફૂલતાં વિલાસે, સાહેલડી !

ત્હારે તો ઉગિયા રે કે અંગ અંગ ભાનુ, સાહેલડી !
ઢાંકે શું છેડલે રે ? કે નથી હવે છાનું, સાહેલડી !

ફૂલને હિન્ડોલે રે કે ફૂલડાંની માળા, સાહેલડી !
દેહઝૂલે ઝૂલતા રે કે હાથ બે રૂપાળા, સાહેલડી !

ફૂલડાંને ફૂમતે રે કે સોનલા સિતારી, સાહેલડી !
એવાં સૌભાગ્યનાં રે કે કંકણે પધારી સાહેલડી !

સરોવરપંકમાં રે કે પંકજ ઉઘડે, સાહેલડી !
ધરતીના ચોકમાં રે કે પાય એમ ઉપડે, સાહેલડી !

કમળની પાંખડી રે કે પાંદડે પડીઓ, સાહેલડી !
મખમલની લીલુડી રે કે પાવલે મોજડીઓ, સાહેલડી !

ક્ષિતિજેથી કોઇ તો રે કે તેજફૂલ હેરે, સાહેલડી !
ઘૂઘરીની તારલી રે કે ઘાઘરને ઘેરે, સાહેલડી !

મોરલાની પાંખ બે રે કે ઉડતી ડોલે, સાહેલડી !
ચોરસાના ચોક તો રે કે એમ ન્હડવા ઝોલે, સાહેલડી !

પૂર્ણિમાની ચન્દની રે કે શરદની સોહે, સાહેલડી !
રંગેલા અંગરંગ રે કે મોહિનીના મોહે, સાહેલડી !

મંજરી ગૂંથેલી રે કે આમ્રઘટા ઢળતી, સાહેલડી !
અંબરની જ્યોતિસ્નિકા રે કે દેહજ્યોતે ભળતી, સાહેલડી !

વારૂ વસન્તની રે કે ફૂલવાડી ફૂલે, સાહેલડી !
સાળુની વેલીઓ રે કે એમ અંગે ખીલે, સાહેલડી !

વાદળીની વાડીમાં રે કે વીજળી રમતી, સાહેલડી !
સારા સંસારમાં રે કે સુન્દરી ઘૂમતી, સાહેલડી !

એકાકી સારસી રે કે આભમાં ઉભી, સાહેલડી !
પ્રેમની પંખિણી રે કે એવી દીસે દૂભી, સાહેલડી !

પિયુના પન્થમાં રે કે ન્હાવરી બાળા, સાહેલડી !
આંખડીમાં ઉડતી રે કે ઉરની જવાળા, સાહેલડી !

જગતની પૂર્ણિમા રે કે પ્રગટી શું આજે ? સાહેલડી !
રૂપ કેરી ચન્દ્રિકા રે કે ઉછળી શી ગાજે ? સાહેલડી !

સોના પાલવડે રે કે વાદળી ઉગી, સાહેલડી !
પારસપૂતળી રે કે એવી કાં મુંગી ? સાહેલડી !
સારા ય વિશ્વની રે કે વાડી શે વેડા ? સાહેલડી !
કોડીલા કન્થનો રે કે એવડા શો નેડો ? સાહેલડી !
અંગમાંથી આવડો રે કે આગનો ઉછાળો, સાહેલડી !
કોને દઝાડવો રે ? કે પાંખ કાંઇ ઢાળો, સાહેલડી !
આજે વસન્તની રે કે પંચમી આવી, સાહેલડી !
આવડી ઉતાવળી રે કે સખિ ! કહાં સિધાવી ? સાહેલડી !
કોકિલા બોલાવતી રે, કે ઉભલાં રહેજો, સાહેલડી !
દૂર તો એ દેશ છે રે, કે ડગ ધીરે દેજો, સાહેલડી !
સન્ધ્યાની ચન્દ્રિકા રે કે જ્યોત ઝીણી ઢોળે, સાહેલડી !
ઉતરે છે દર્શને રે કે તારલીઓ ટોળે, સાહેલડી !
વેરેલ ફૂલડાં રે કે સખીજને પન્થે, સાહેલડી !
પૂરેલ સાથિયા રે કે પ્રેમના કન્થે, સાહેલડી !
આનન્દે ઊજળાં રે કે જાવ રસગેહે, સાહેલડી !
રાણી ! સદા શોભજો રે કે નાથને નેહે, સાહેલડી !

૧૯૧૭

# મ્હારો ચન્દ્રમા

ગગન ઝરૂખા ઝૂલતા, ગગને ચન્દ્રમા ચમકે;
જગજગ ચન્દની ઢોળાય,
જગતમાં ચન્દ્રમા ચમકે.

આરસપાળ અગાસીએ પાળે ચન્દ્રમા ચમકે;
ફૂલડે એ કિરણો ઝીલાય,
ફૂલડાંમાં ચન્દ્રમા ચમકે.

ઓરડે અજવાળાં ઝળહળે, ઓરડે ચન્દ્રમા ચમકે;
ચોકમાં તેજ છલકાય,
ચોકમાં ચન્દ્રમા ચમકે.

નયણે ઝીલું મ્હારા નાથને, નયણે ચન્દ્રમા ચમકે;
ઉર ભરી પ્રેમ ઉભરાય,
ઉરમાં ચન્દ્રમા ચમકે.

૧૯૨૮

# લગ્નતિથિ

---

વૈશાખની શશિમુખી સખિ! પંચમીનો
છે આજ દિન તુજ ને મુજ લગ્ન કેરો.
મોંઘો વળી વળી હસે! પ્રતિવર્ષ આવે,
ને વિસ્મયું સ્મરણ કાંઇ રસીલું લાવે.

કોલાહલે મનુજજીવનને ભરીને
ગંભીર ઘેરૂં ભવસાગર કાંઇ ગાજે.
એ ગાન પી વિચરતી મનુકેરી સૃષ્ટિ
પ્રારબ્ધપન્થ ધપતી પ્રભુના પ્રયાણે.

તું ખેલતી ફૂલવતી તટવાટિકામાં,
હું ઉગતો તટ તણા ગિરિરાજ ભેદી;
હા! એકદા ધવળ વેળુ વિશે કિનારે
ભેળાં મળ્યાં, અણચિંતાં રમવા જ લાગ્યાં.

કીધાં પછી સુભગ મન્દિર કલ્પનાનાં,
ત્હેમાં અનુપ રસની પધરાવી મૂર્તિ;
વ્હાલી! તૃષાજ્વલિત લોચન એમ ઠાર્યાં,
ત્હો યે ઉણું કંઇક અન્તર માંહિ ભાસ્યું.

ઉઠયાં; ઉઠાડી દૃગ આપણી પૃથ્વીમાંથી,
દીઠી વડી જીવનના જલધિની ઉર્મિ,

જાગ્યું કંઇક સખિ! હર્ષન એહ લેતાં,
જાગ્યું અમોલું કંઇ ભાવવતું અનામી.

દીધો કરે કર, વર્યાં વર ઉચ્ચગામી,
ને આદરી રસિલિ! આચરવા પ્રતિજ્ઞા;
સંઘટ્ટી ચન્દની ઘડી મનવેગી હોડી,
ત્હેમાં મહાસફર સારવવા ઠરાવ્યું.

વ્હાલી! વસન્ત જતી જીવનની વહે છે,
સંજીવિની પ્રબળ શક્તિ હવે શમે છે;
ને મન્દ મન્દ પડતી દૃગ ઉર્ધ્વગામી:
ત્હો યે હજી જલધિ ઉતરવો રહ્યો છે.

શું શું કીધું? નથી નિરર્થક સન્ધુ જીવ્યાં;
જો! વેળુમાં ભવપટે પદપંક્તિ પાડી;
રહેશે ઘડીક, ઘડી કોઇકને જણાશે,
ને સારગ્રાહી જન આશિષ કોક દેશે.

૧૯૦૨

# પત્રવાંચન

---

અહ પ્રીત શી ! અહ હેત શું ! અહ કશો અન્તર ઉમળકો !
શું પત્ર આ ! શું શબ્દમાં ! શું મૃતક કરથી એ લખ્યો !

ક્ષર સમા અક્ષર વ્હાલા જીરવે ! તુચ્છ લીંટે પ્રેમ શો !
શું ચીંથરા પર સ્નેહ પૂર્યો ! નયન ! અમથું શું વદો ?

એ પ્રાણપતિનું હૃદય છે, એ આત્મનાં ભપનો નર્યાં,
એ ભવનમાં રમતી નિરન્તર સુન્દરીથી છે ભર્યાં.

એ વાદળી ઝરતી અલૌકિક જળકિરણ શી ફરફરે,
એ સેર કેરા ઇન્દ્રધનુમાં રાજતી પ્રિય ઝળહળે.

એ માંડવાની વેલડી, સુપ્રફુલ્લ ફરકે ફૂલકળી,
મુજ પ્રાણ છાંટી, છાય ઢાળી, શીતળ કરની વ્હેનડી.

મુજ ઉર ઝીલતી કંચુકીની ભાતડી પ્રિય તું જ છો,
મુજ સાડીમાં રહી શોભતું–શોભાવતું ગુલ તું જ છો.

છો આવ–આવ અવાય ત્યમ, મમ વ્હેન ! ભેટું વ્હાલથી,
લાડન્તી લડતી આવ, ચાંપું હૃદય સરસી લાડથી.

તુજ જીવનકારણ, બ્હેનડી ! મુજ જીવિતકારણ એક છે,
પરદેશવાશી પ્રાણનાથ– પ્રવાસી પંખીડેક છે.

પરદેશથી મ્હને પાઠવી, પરદેશ મૂકી પતિ મ્હને ગયા,
છો, આવ, સખિ ! તુજ દર્શ પછી ઘડી નાથ પરદેશે રહ્યા.

કરડા જગત્કર્તવ્યથી કરડી નજર પ્રિય શીખિયા,
પણ તુજ સમી વૃષ્ટિ વરસતા મેઘ નભ ઘડી છો રહ્યા.

તે સ્નેહસુન્દરનું હૃદય તુજમાં વસે–હું જોઉં છું;
મુજ ઉર પણ તુજમાં–અલભ્ય અભેદવતી હું રહોઉં છું.

શણગાર એહ સજાવી પ્રિયને તુજ સમી સખી મોકલું,
મુજ પ્રાણનાથ વધાવી લેશે પ્રેમજળનું એ ફૂલ.

હું શું લખું ! હું ગુણહીણી ! એ ગુણગભીરા નાથને ?
સાગર સમોવડ લહરતો ક્ષિતિ મહાભાવથી ભીંજવે–
આ મંજુ કલવતી વેણુ તે શું મહાઘોષને શીખવે ?

પણ વ્હાલવારી નદી ! ત્હારૂં જા નિધિમાં રેડ, ને
વિસ્તરી હસિત વિશાળ ઉર્મિ રમણ ઉછંગે તેડશે;
અભિષેકી, ચુમ્બી, ચાંપી, જા ! ઉંડા હૃદયમાં સંચરશે.

# આપણી લગ્નતિથિ

આ એ જ દિન, સખિ ! જે દિન આપણી તો
બે આત્મજ્યોત મળી એક જ જ્યોત જાગી:
ને અંગુલિ મંહી ગૂંથાયલી અંગુલિ શી
એ અગ્નિહોત્રની ગૂંથાઈ મળી શિખાઓ.

૨

ત્રિવેદી યે ત્હમે છો, ને ત્રિવેદી કુળનો છું હું;
એક વેલી તણાં પુષ્પોઃ કો સારૂં—નરસું કહું ?

૩

એ અગ્નિકુંડ કુળનો સખિ ! જેહ સ્થાપ્યો,
ત્ય્હાં તો તપ્યાં તપ બહુ, બહુ યોગ સાધ્યો;
પીધી પ્રસન્ન પ્રભુતા, કીધી અગ્નિચર્યા,
ને ગાઈ દુઃખસુખની ય અનેક વાતો.

૪

વર્ષે વર્ષે કથા એક માંડી આજ સૂધી, સખિ !
એમ અષ્ટાદશાધ્યાયી ગીતા જીવનની લખી.

૫

જેવાં મહાસાગરલોઢ માંહી
ઝૂમે છબીલાં કંઈ છીપલાંઓ;
બ્રહ્માંડના લોઢ પ્રચંડ ગાજે,
ત્હેમાં ઘૂમે માનવબાળ ત્હવાં.

૬

ઘૂમવાનું હવે ! એવું: ઘૂમ્યાં, ને ઘૂમશું હજી;
ઇચ્છાએ કે અનિચ્છાએ: વાધો સંકલ્પના સજી.

૭

મલીન કે સ્વચ્છ સ્વરૂપ ધારી
ગંગા તણાં નીર વહે સદા ય;
મલીન કે સ્વચ્છ પ્રકાશી રંગો
આયુષ્યગંગા વહી એમ જાય.

૮

ડોલે એ નીરમાં વ્હાલી ! આપણું ન્હાનું નાવડું;
હયો સૂકાન, તરાવી દ્યો પૂર સંસારનું વડું.

૯

આકાશનો ઉદધિ ઉતરતાં અગાધ
પીયૂષનું પરમ હાસ્ય હસે છ ચન્દ્રી;
એવું સખી ! અમૃતના અભિષેક જેવું
કો હાસ્ય હેતનું સદા હસજો અગાધ.

૧૦

ઉગે ને આથમે વર્ષો ઓટ ને ભરતી ભર્યાં;
સ્નેહથી સંચર્યાં સાથે દેવી ! તે દમ્પતી તર્યાં.

૧૯૦૮

# આયુષ્યનું પર્વ

આજ આયુષનું પર્વ,
આજ આયુષનું પર્વ,
હૈયાં વરસે છે હ્રદયદેવનાં.
આજ આત્માનું પર્વ,
આજ આત્માનું પર્વ,
આત્મા વરસે છે આત્મદેવના.

ઘન વરસે જળધાર, ને તરુવર વરસે ફૂલ;
રવિ વરસે કિરણાવલિ:
અમે વરસીએ આત્મ આ અમૂલ:
હો સોહાગિયાં !
આજે ઉત્સવ આત્મસંધનો.

આજ આત્માનું પર્વ,
આજ આત્માનું પર્વ,
આત્મા વરસે છે આત્મદેવના.

૧૯૨૪

# પુનર્લગ્ન

ધીમે પ્રિયે ! હજી ધીમે પગલે પધારો:
લાંબુ નથી કર્યું પ્રયાણ તથાપિ, બાલે !
થાક્યા હશે ચરણ કોમળ પદ્મ જેવા:
આવો અહીંથી નિરખો જળ સિન્ધુનાં આ.

આ એ જ પ્રાણ ! ક્ષીરસાગરના તરંગો,
પામ્યા જ જે મથી સુરાસુર રત્નરાશિ.
આવો, પ્રસન્નમુખલોચન કુળલક્ષ્મી !
ભાળો વિશાળઉર વૈભવી લક્ષ્મીતાત.

છે યાદ તે વરકથા સખિ ! લક્ષ્મીજીની ?
ને અષ્ટ મંગળ તણાં રસિલ રહસ્યો ?
દ્યો હાથ, પ્રાણ ! નમી રાજવળાં પધારો:
ઉદ્બોધ ગાય હજી સાગર એ કથાના.

ઉત્તુંગશૃંગ પ્રિય ! જો પ્રભુ ગોપનાથ,
ઉભાં પદે ઘડીક આપણ ગોપગોપી;
ઘેરી બજે જગત્બોધક ભવ્ય બંસી,
ત્હેના સુરે સખિરી ! જીવનનૃત્ય થાવું.

એ એક અદ્વિતીય, કોટિક નામધારી,
એ એકઆશયી, રચન્ત અનેક લીલા.

શોભી શમી અણુગણી યુગ કેરી પંક્તિ,
યુગે યુગે નવીન આત્મકળા પ્રકાશી.

આ આજ ઊર્મિ ઉછળે ભરતી ભરેલી,
ઉલ્લેખ વાંચી રહમજો જળરેખના એ:
નારાયણે કર વિશે લઇ લક્ષ્મીરત્ન
દેવી પુનઃ પરમ તે લીધ લગ્નદીક્ષા.

દ્યો અંજલિ, ઉર સ્મરો કુળદેવદેવી;
ને વિશ્વસાક્ષી પ્રિય ! સાગરરાજ સાખે
સૌભાગ્યશોભન પ્રફુલ્લ હૃદે સ્વીકારો
લગ્નવ્રતિનિ ! ફરી એ વ્રત કેરી દીક્ષા.

ખેલ્યાં સખિ ! અધિક આપણ ખેલશું, ને
કર્તવ્યકર્મ પણ ભવ્ય જ આદરીશું;
વીણીશું નન્દન, અને લઇ દિવ્ય પુષ્પો
સોહાવશું સઘળ સુન્દર કુળવેલી.

ને બાર માસ નિધિનીર મણિકટોરી
આ ચન્દ્રરાજ ભરી પીયૂષ પાઇ જાશે,
વૈશાખ માસ મુખશુક્લ વળી પધારે,
તે વેળ લગ્નતિથ આપણી આવશે જો !

લેશું પુનઃ પ્રિયતમે ! નિજ લગ્નદીક્ષા,
પીશું પુનઃ પરમ કોમળ લગ્નભાવો;
ને એમ દેવિ ! પ્રતિવર્ષ સુલગ્નયોગે
લગ્નવતે પ્રિય ! ધરીશું પુનઃ પુનઃ તે.

આ એ જ વ્હાલિ ! ક્ષીરસાગરના તરંગો,
ખૂટયાં નથી, હજી ય રત્ન થકી ભરેલા;
રત્નોથી એમ ભવસાગર આ ભર્યો છેઃ
ચાલો, મથી સુસજીયે સખિ ! રત્નરાશિ.

ધીમે ભરો ડગ, હશે શ્રમ તો ચ્હડેલો;
છો આજ કોમળ, કઠોર મનુષ્યમાર્ગોઃ
ઢાળો તપ્યાં નયન, દર્શન લ્યો, સુજાણ !
દેવાંશી આ અતલ સાગરરાજ કેરાં.

૧૯૦૩

# રમણીય મુંઝવણ

પોઢી બાળા ગભીર રસિકા પાથર્યાં પાલવે જો!
થાકયા જેવી રસજળ પીને સિંહણી વિશ્રમે શું?
ફેલી સૂતી, રતિઝરણ શી; ઉજળા શા પલંગે;
ક્યારે ઉભો પ્રિયતમ 'ઉંડા તર્કમાં ડોલતો' તો:

હતી આ તો કાલે ચપળ મૃગલી પ્રેમવનમાં,
ભમી જોતી આખો વનપથરવાટે રસિકડી;
સુવાસી કુંજોમાં મૃદુ સ્વર સુણાવી લઇ જતો,
છબીલી કો ગાતી સરિતતટ પાતો ઉરસુધા.

ઉડન્તી સન્ધ્યામાં, વિમળ શશિરેખાઉદયમાં,
જતાં પેલા શૃંગે–શિખિર પ્રભુને–સ્નેહ ભુવને,
તળેટી લીલીનાં રસભર ઉછંગે રમણમાં
થકાવી, દોડાવી, ઘડી ઘડી રિસાવી પ્રિયતમા.

ઉઘાડા આકાશે કર ગ્રહી કદાપિ લઇ જતો,
સુલજ્જાળુ બાળા સહજ લટકી હસ્ત હીંચતી;
અને જો એવામાં પ્રિય મધુરતાનો પથરવટ
કરોમાં સંકેલી, નયન વિકસેલે પ્રીત ઝરી

મુખેન્દુ શોભામાં—વિલસિત તને નેત્રસરમાં,
ઉંડી પ્રેમોર્મિમાં પુલકિત ઉરે જો ડરવતો,
સુંવાળા રોમાંચે હરતું તન સંકોચિત કરે,
અને તન્વંગી તે શશિકિરણ શી દેહ નચવે.

પતિ કેરા સ્નેહે પ્રણયસુખિની મસ્ત ઝૂલતી,
સખીમાં—સર્વેમાં મદભર હુલેતા ભભૂકતી;
પરાયાં—પ્યારાંમાં પણુ સમ છરેલી છબીલતા,
ઉછાળેલા પાદે જગત ભરતી પ્રેમઉડણે.

દિનાન્તે આધા કો વનથી ઘણુ આવ્યા સમયમાં
વળું જ્યહારે પાછો શ્રમિત વદને હું ધસમસ્યો
રૂપાળા કોડીલા પ્રીતિસુખ તણા નિત્યસદને,
અભિવન્દું પ્હેલી મુજ હૃદયદેવી ઉમરમાં.

પછી મીઠી વાતો અવનવી કરે પ્રેમગીતમાં,
હસાવે. ખેલાવે, સ્મિતહરણુ ચિન્તા પરી કરે;
પ્રભુપૂજા જેવી, ગૃહ અખિલમાં સૌરભ વહી,
ભરી આત્મન, પ્રેરે અમૃતકણિકા સ્વર્ગતટમાં.

રસાળી રૂપાળી કુસુમકલિકા સ્નેહજળની,
નભાભ્રો શા વિશ્વે અચળ મુદદાયી અમીઝતા;
લઇ દીક્ષા મોંઘી રસપથ વિશે રમ્ય રમતીઃ
સુતી સૌ સંકેલી સ્થિર ગભીર શાન્તિપટ પરે.

પ્રિયે! શું તું તે છે હસતી રમતી મુગ્ધ તરુણી?
કહે શાને ત્હારે નથી કર હવે તું પ્રસરતી?
અને તે લજ્જાળુ નયન વીંધતી ઉંચી દગથી
કરીને દાખીને મુજ હૃદયઉંડાણુ નિરખે?

કૃષાંગી ! ત્હારી તે કનકતનુ કેરી કુસુમતા
રસોર્મિના વ્હોળામાં ગઇ, ગઇ રતિના પૂર વિશે;
ભરેલાં છે આ તો અવયવ મધુરી ! જીવનથી,
અમૂલા પ્રાણોથી, અમી સમ અલૌકિક રસથી.

હતું ત્હારામાં જે ઉદય સમયે તેજ ઝીણું શું,
પ્રિયે ! ત્હેની આજે સ્મિતમયી સુરેખા વધી પડી;
હવે તો ગેબી કો ગુઢ જળઝગારે ઝગહળે,
અને આશા જેવા ઘુંતરસ્ફુરણથી દૃષ્ટિ ઠરવે.

હતી બાળા કાલે, તનયવતી માતા ઘડી પછી !
પ્રભો ! તું યે ન્યારો, તુજ નિયમ ન્યારા તુજ થકી !
રમન્તી બાળા તે રમણ તનનાં જોય મીટમાં !
ઉભેલો પાસે ત્ય્હાં પતિ પણ હસે કો મશ વિના !

અરે ! શાને મ્હારા પલક પલકે હોઠ ગભીરા ?
હસે ના હોઠો તો સ્મિતઉદય શો ગાલપટમાં ?
વળી આંખોનું શું ઘડી ઘડી સખી નિખીં નમવું ?
પ્રફુલ્લે આત્મન્ શો અગણિત ફૂટી પાંખડી કૂંળી ?

રહે શાન્તિમાં તું કુળમણિ તણા આશ્રયઝરા !
રૂપાળી બાલૂડી પ્રણયવતી નિર્દોષ પ્રતિમા

સુશોભાળા પેલા જીવનપગથારે પ્રગટતી
ચિરાયુ તું પામો! પ્રણયકળીના રક્ષકઝરણુ!

ખીલેલા ગાલની જ્યોત્સ્ના ચીરેથી પતિ ચુંબતો;
અને ઉંડા ઉરે મીઠાં પ્રેમનાં ગાન ગુંજતો.

૧૮૯૭

---

# પધરામણી

સખિ! જે પૂર્યું પ્રેમમન્ત્રમાં,
મધુરું, ને રસીલું, પ્રભાવતું;
જગના સુખરૂપ જન્ત્રમાં
નથી તે તો કદિયે જ ભાસતું.

શતધા, શતકોટિધા, સખિ!
કુસુમસૌન્દર્ય રસાત્મસાથને
પટ જીવનમાળને લખી
સરલે! પ્હેરવ પ્રાણનાથને.

તરશી સખિ! ત્હારી આંખડી
રસપાને ઠરશે નિરન્તર;
તપતે જગને અમીઝડી
ગૃહ ત્હારું ઝરશે સુસુન્દર.

સુપ્રભા સુખદ્વારમાં તરે,
ઉઘડ્યાં જો! ભવનો પિયુજીનાં;
કલકેલિ ય બાળુડાં કરે,
ઉર ઢોળે અભિષેક માજીનાં.

સખિ! દૃષ્ટિ ભીની તું વાળી લે,
પરદેશે ભમતી સૂને ઉરે;
ઉજળાં ભવનો નિહાળી લે,
સખિ! આવ્યા તુજ નાથ મન્દિરે.

૧૮૯૯

# સુન્દરીનું પારણું

વિમળતા નભથી વરસાવતો,
પ્રણયનું જગ ચન્દ્ર વધાવતો;
નિધિકુરે જળવલ્લી સૂતી હતી,
ગહનતા સ્મિત માંહિ પ્રકાશતી.

૨

શીતાંશુના પીયુષબિન્દુના પીવે
હા ! વાદળી મન્દ ઝૂલન્ત પાલવે
વિશ્રાન્તિગાનો વીંઝતી મનોરમા,
નિદ્રાભીના વ્યોમતરંગના સમા.

૩

પ્રાણ ! જરી પોઢોને, પોઢોને.

હાં રે ધીમું ઝૂલોજી, નીંઝણહારા !
હાં રે હમણાં આવશે બાપુજી ત્હમારા. હો પ્રાણ !

હાં રે હૈયે વિરમોને માવડીને મીઠે;
હાં રે બાપુ આવશે ત્હમારા અણદીઠે. હો પ્રાણ !

હાં રે હમણાં બાપુ તમ આવશે અધીરા;
રે નમી ચૂમશે નીંદરલીન હીરા. હો પ્રાણ !

હાં રે અમી રૂપલા ચાંદલિયો ય વરસે;
હાં રે ત્ય્હાં તમ બાપૂના શ્વેત શબ્દો દરસે. હો પ્રાણુ.

૪

ભૂરે વ્યોમે રૂડી ચન્દા શાન્તિમેઘ ઝીણા રચે;
પડી ત્હેની શીળી છાયા બાળુડા મન્દ પોપચે.

૫

મધુર સુન્દરી ગાન પ્રલાપતી,
કુસુમ શી મૃદુ મૂર્તિ ઝુલાવતી;
કનકની લટ નાચતી લાડતી
અનિલની ઝીણી લ્હેર રમાડતી.

૬

મંજુ નિદ્રાસખી કેરા પુષ્પપાદ વધાવતા
ગીતના કુમળા સૂરો ચન્દ્રિકામાં ભળી જતા.

૭

ફૂલ મ્હારૂં પોઢે છે, પોઢે છે.

હાં રે જરી ધીમી, હો બ્હેન! જરી ધીમી,
હાં રે પશ્ચિમોદધિની લ્હેર આવે ભીની. રે ફૂલ.

હાં રે લહરી બ્હેની! ધીરી તું ધીરી વાજે;
હાં રે ત્હારા સાગરનાં ગાન ગભીર ગાજે. રે ફૂલ.

હાં રે ચારુ ચન્દ્રને ચૂમીને આવી, બ્હેનાં!
હાં રે વરસ આથમતાં અમૃતાંશુ ત્હેનાં. રે ફૂલ.

૮

ઉચ્ચે રહ્યું નિર્મળ વ્યોમ વિલસે,
ને મુગ્ધ છાનું કંઇ તારિકા હસે;
શાન્તિનું શમણું નવઅભ્ર ચુંબીને
તે હાસ્ય બેઠું સુતનુમુખે ભીને.

૯

મુખપટે સ્મિતવલ્લી સ્ફુરી હતી,
પ્રણયનાં જગ વ્હેતી વધાવતી;
વિમળતા શશિસુન્દરીના મીઠી
ગહન વિસ્તૃત કો દૃગ નાંખતી.

૧૮૯૭

——

# માતૃદર્શન

---

નવમાતાનાં દર્શન મ્હને થયાં:
પ્રભો ! માતાઓને મંગલાશિષ દ્યો !
સુરમણીય નવપ્રેમળ જીવનનાં,
શુક્ર ઝૂલવતી ચન્દ્રકલા શાં, દર્શન થયાં.

'ભાઇ ! મામા આવે છે;
ભાઇ ! જો ! જો ! મામા આવ્યા.
નિદ્રાધીન કાં છે ? બાપૂ !'
નવમાતાની એકાન્તિક પ્રેમકેલી છલકાતી.

'મ્હારા ભાઇને, જો ને,
કલા—નવીન સુરમ્ય કલા શીખવશું:
ભાઇ તો પ્રભુનાં સૌન્દર્ય આલેખશે.'
નવમાતાની મધુરી આશાઓ ખીલતી.

'જીજી ભાઇની વાટ જોતાં હશે,
દાદા ભાઇના દિવસ ગણુતા હશે:
ભાઇ તો હવે મોસાળમાં મલપશે.'
નવમાતાને મહિયરનાં સ્વપ્ન આવ્યાં.

'દિન આથમ્યે બ્હારથી આવશે,
ભાઇને ચુંબશે, ભાઇને રમાડશે,
બહુભાઇને હૈયે હીંચાવશેઃ ખરૂં, ભાઇ ?'
નવમાતાને પ્રીતમના પડઘા પડયા.

નવમાતાનાં સ્નેહકાન્ત દર્શન થયાં:
હૃદયંગમ મનમોહન વત્સલજીવનનાં,
અમીવેલ શાં, સુરમ્ય દર્શન થયાં.
પ્રભો ! માતાઓનું સુખસૌભાગ્ય ચિરંજીવ થાવ !

૧૮૯૯

———

# તાદાત્મ્ય

---

પોઢી ઝાંખા પ્રિયભવનમાં છાંયડી પૂર્વજોની,
  ત્હેમાં બેશી ગૂંથતી ઝભલાં સુન્દરી પુણ્યવન્તી.
માતાકંઠે હીંચી હીંચી ઝરે ચન્દ્રિકા ચુંબનોની
  બાળુડાની કુસુમપુટ શી શ્વેત મુદ્રા હસન્તી.

ચુંબે–દાબે અમૃતનયનો માતના હસ્તલેખા,
  ન્હાની આંખો નિમિષ ઉંડું શું આંખડીમાં નિહાળે.
પાછાં વાળે વળી વળી ધીમાં ચુંબનો માતૃરેખા,
  ને સંકેલી નયનકિરણો બાળનું તેજ ભાળે.

આઘે દેશો ગિરિશિખરમાં વ્યોમછાયે પડેલા,
  મોંઘી મૂર્તિ શ્રમિત લઇને પ્રાણમાં આવી ઉભા;
હૈયે લીધો તનય, લટને ચુંબનોથી સમારી:

જોયું ચારે દિશ સદનમાં, શૂન્ય સ્થાનો થયેલાં
  ધારે કાન્તિ નવીન, ચૂમતી સુન્દરી બાળશોભા:
'વ્હાલા! વ્હાલા! પ્રણયપ્રતિમા બાળુડી આ ત્હમારી.'

૧૮૯૯

# સૂનું પારણિયું

પારણિયાં સૂનાં-સૂનાં કંઇ મ્હારા બાળનાં.

આછેરી આછેરી ઉડી રહી ચન્દનચાંદની,
મ્હારે ભુવનભુવન અજવાળાં આછાં વાય;
ફૂલમાં તારલિયા પગલીઓ મધુરી પાડતા,
મ્હારાં નયનનયનમાં અમીઅંજન અંજાય:
પારણિયાં પણ સૂનાં-સૂનાં મ્હારા બાળનાં.

કુમળાં પ્રભાતનાં તેજે વનવન અજવાળિયાં,
મ્હારે આંગણિયે પૂરાયો મધુર ઉજાસ;
મીઠડી કોયલડી કાલુ કાલુ કંઇ બોલતી,
મ્હારે અન્તર ઉપજે પ્રતિકલરવનાં હાસ:
પારણિયાં પણ સૂનાં-સૂનાં મ્હારા બાળનાં.

આવે ગાતા રમતા મરુતબાળ પશ્ચિમના,
પ્રભુનાં આશીર્વચનો સૂને ઝૂલે ઢોળાય;
રમતી સખીકુળે પ્રભુનાં ગીત ગાતી, બાળુડા !
મ્હારાં નયનો ભરતી ક્ય્હાં તુજ કાન્તિ સુહાય ?
સખિ ! જઇ દૂર રમાડે કાં તે પ્રભુની માધુરી ?
પારણિયાં સૂનાં—
સખિ ! જો, અયિ ! મોંઘાં પારણિયાં
સૂનાં કંઇ આપણા બાળનાં.

૧૮૯૯

# સાગર સખે !

સાગર સખે ! મુજ કાનમાં એવું કંઇ તો ગા;
જીવ્યું મીઠું લાગે મ્હને એવું કંઇ તો ગા:
સાગર સખે !

મહાભાવી ત્હારાં ગીતડાં, ઘેરા તાનમાં ભેદો ઉંડા;
ગૂઢ અર્થ ના ઉકલી શકે, ઉકલે એવું તો ગા:
સાગર સખે !

શાશ્વત રહસ્યો ગર્જતી ઝમકે ત્હારી કરતાલ, હા !
રહમજું ન ત્હેના તાલ, કંઇ રહમજું એવું તો ગા:
સાગર સખે !

રહમજું ન તે મુજ દીનતા, તુજ વૈભવો વિસ્તર, સખા !
ન સુણ્યું ત્રિલોકે નાથ ! કંઇ એવું અહરનિશ ગા:
સાગર સખે !

મુજ ઉર તુજ પર ઢાળીને હું પોઢી છું ભરરાત, હો !
મુજ ઉરમાં અધરસ્ફુર કંઇ ભરતો સખે ! તું ગા !
સાગર સખે !

મુખડે શું કરચલી પાડતો ? અવગણુ મ્હને, ન વિમાસતો
ગા–ગા ચિરસ્થાયી ગાન તુજ, રહમજે ય ત્હેને ગા:
સાગર સખે !

મ્હારે જગતને બોધવું; પરમાવધિ સત્ય શોધવું;
હું કોણ ? ગુરુ કર્તવ્ય આચરતો સખે ! ભવ્ય ગા:
સાગર સખે !

તું તો અમિત ઉદાત્ત રાજે, હું બાલુડી ચન્દા, અરે !
અહ ! એ મહાભાવ રાજવી ! તુજ રાજગીત તું ગા:
સાગર સખે

તુજ પ્રણુમાં અમી રેડવું, રેડી પછી મ્હારે જવું;
હું આથમીશ, અણુઆથમ્યાં કંઇ ગીત ત્હારાં ગા:
સાગર સખે

સુણ ! મેઘ ગાજે, કાળ ગાજે, ગાજે ચૌદે બ્રહ્માંડ આ;
પણ તેથી યે પર પ્રભુવર ગાજે, તે ગીત લઇ લઇ ગા:
સાગર સખે !

સાગર સખે મુજ કાનમાં એવું અલૌકિક ગા;
જીવ્યું જીત્યું લાગે મ્હને, એવું હવે પ્રિય ! ગા:
સાગર સખે ! મુજ પ્રાણુમાં એવું અમુલખ ગા.

૧૯૦૨

# મ્હારો કન્થ

આજે સાહેલડી ! મ્હારે અજવાળાં ઉગિયાં;
ઉગ્યો આયુષ્યનો આનન્દ
મુખડાને મરકલડે રે.

કીધી અમીની મ્હને અમૃત પાઇને;
વરસ્યો રસીલો રસચન્દ
મુખડાને મરકલડે રે.

આછું આછું હેરે, ને હેરી હેરી હસે;
બોલે અબોલ કાંઇ બોલ
મુખડાને મરકલડે રે.

ટહુકે વસન્તગીત કીકીની કોકિલા;
ડોલે ભ્રુકુટિના હિંડોલ
મુખડાને મરકલડે રે.

હૈયાને આભ એની ઝબૂકે છે વીજળી;
પ્રગટે છે પ્રેમના પન્થ
મુખડાને મરકલડે રે.

પૃથ્વીની પ્રભુતામાં પ્રભુ શો પ્રકાશતો
જો ! જો ! સાહેલી ! મ્હારો કંથ
મુખડાને મરકલડે રે.

૧૯૧૧

# અબોલડા

---

બારબાર વર્ષના અબોલડા રે;
વ્હાલાંના બોલો બોલાય,
આજ વ્હાલાંના બોલો બોલાય;
ભાગ્યા અબોલડા રે.

બારબાર વર્ષના અબોલડા રે;
વ્હાલાંના ઝુલે ઝુલાય,
આજ વ્હાલાંના ઝુલે ઝુલાય;
ભાગ્યા અબોલડા રે.

બારબાર વર્ષના અબોલડા રે;
રસ કેરાં કુંકુમ ઘોળાય,
આજ રસ કેરાં કુંકુમ ઘોળાય;
ભાગ્યા અબોલડા રે.

બારબાર વર્ષના અબોલડા રે;
આંખોમાં આંખો ઢોળાય,
આજ આંખોમાં આંખો ઢોળાય;
ભાગ્યા અબોલડા રે.

બારબાર વર્ષના અબોલડા રે;
સ્નેહનાં ગીતો ગવાય,
આજ સ્નેહનાં ગીતો ગવાય;
ભાગ્યા અબોલડા રે.

બારબાર વર્ષના અબોલડા રે;
સ્નેહથી સ્નેહી પોષાય,
આજ સ્નેહથી સ્નેહી પોષાય;
ભાગ્યા અબોલડા રે.

બારબાર વર્ષના અબોલડા રે;
લજ્જાના પડદા ચીરાય,
આજ લજ્જાના પડદા ચીરાય;
ભાગ્યા અબોલડા રે.

બારબાર વર્ષના અબોલડા રે;
હૈયામાં હૈયાં સમાય,
આજ હૈયામાં હૈયાં સમાય;
ભાગ્યા અબોલડા રે.

૧૯૦૯

---

# પૂર્ણિમા પાછી ઉગી

---

ના'વ્યા એ નણદલના વીરા,
 કે પૂર્ણિમા પાછી ઉગી રે.

સોળસોળ પાંખડીનાં કમળ મંગાવ્યાં;
નિત્ય નિત્ય લખી લખી થાકી:
 કે પૂર્ણિમા પાછી ઉગી રે.

રોજ રોજ રજની તો તારલે ભરેલી;
જોઇ જોઇ એહ હું તો થાકી:
 કે પૂર્ણિમા પાછી ઉગી રે.

સ્હાંજ ને સ્હવાર બોલે બોલ દેવઘંટા;
વાંચી વાંચી ભાગ્ય એમાં થાકી:
 કે પૂર્ણિમા પાછી ઉગી રે.

ઘડી ઘડી પિયુને પોકારે ઓ! પપૈયો;
સુણી સુણી શબ્દ એહ થાકી:
 કે પૂર્ણિમા પાછી ઉગી રે.

ન્હાતી હું અખંડ એની હાસ્યચન્દનીમાં;
ચન્દની આ ઓઢી ઓઢી થાકી:
    કે પૂણિંમા પાછી ઉગી રે.

ચન્દ્ર! ત્હારા સમું એનું વદન સોહામણું;
એના વિના ન્હાળી ત્હને થાકી:
    કે પૂણિંમા પાછી ઉગી રે.

ના’વ્યા એ નણદલના વીરા,
    ને પૂણિંમા પાછી ઉગી રે.

૧૯૨૩

---

# વ્હાલપની વાંસલડી

જગમાં વાગી વ્હાલપની વાંસલડી જો !
પુણ્ય ફળ્યાં પૂર્વજનાં સખી ! મ્હારે ઓરડે.

સસરા મ્હારા દિન ઉગમતા સૂર્ય જો !
સાસુજી સ્હવારની કુંકુમવાદળી.

જેઠ મ્હારા મહાજનના મ્હોડવિયા જો !
જેઠાણી સંસારની રૂમઝુમ વ્હેલડી.

દીયર મ્હારા સોળ કળાના ચન્દ્ર જો !
દ્હેરાણી એ ચાંદલિયાની ચન્દની.

નણુદલ મ્હારાં ફૂલફૂલ્યાં ફૂલવાડી જો !
નણુદોઇ એ વાડીના રસિયા રાજવી.

વીર મ્હારા અર્જુનનો અવતાર જો !
વીરી મ્હારી સુખદુઃખશોભિત જાનકી.

કુંવરી મ્હારી આંબાડાળની કોયલ જો !
કુંવરો મુજ આંબલિયે રમતા મોરલા.

પિયુજી મ્હારા ભવસાગરનું નાવ જો !
એ નાવે હું અજબ સુકાની અલબેલડી.

ઘર મ્હારૂં પ્રભુમયું પરમ મન્દિરિયું જો !
ભાંડુ મુજ પ્રભુજીની પ્રગટ લીલાકલા.

જગમાં વાગી વ્હાલપની વાંસલડી જો !
પુણ્ય ફળ્યાં પૂર્વજનાં સખિ ! મ્હારે ઓરડે.

૧૯૧૧

---

# શીયળ

---

સખી ! સુણજો સુબોલ આ રસાળો,
શીયળને સંભાળો, સંભાળો;
સખી ! સતીઓનો શબ્દ રઢિયાળો,
શીયળને સંભાળો, સંભાળો;
સખી ! જીવનનો મંત્ર મરમાળો,
શીયળને સંભાળો, સંભાળો.

ઓ રસભરસ્યાં બાળ ! રસની રીત ન ભૂલશો;
પ્રભુએ બાંધી પાળ રસસાગરની પુણ્યથી.

સખી ! પ્રભુતાના દૈવી નિયમ પાળો,
શીયળને સંભાળો, સંભાળો;
સખી ! રસની પવિત્રતા નિહાળો,
શીયળને સંભાળો, સંભાળો;
સખી ! પ્રેમની અખંડ માઝા પાળો,
શીયળને સંભાળો, સંભાળો.

વનમાં વરસે મેહ, ઘામ ધખે વૈશાખના;
નિત્ય વધારે નેહ સારસડાંની બેલડી.

સખી ! આત્માનાં આંગણું ય વાળો,
શીયળને સંભાળો, સંભાળો;
સખી ! દેહના કલંકી મોહ ટાળો,
શીયળને સંભાળો, સંભાળો;
સખી ! સોહાગ સ્વામીનો રૂપાળો,
શીયળને સંભાળો, સંભાળો.

માંડી મનનો મ્હેલ, જીવનાં સિંહાસન કરી,
પધરાવી અલબેલ સ્વામીને સત્કારજો.

સખી ! કુળ કેરી કીર્તિને ઉજાળો,
શીયળને સંભાળો, સંભાળો;
સખી ! સીતા ને રામનાં છો બાળો,
શીયળને સંભાળો સંભાળો;
સખી ! સ્નેહસુધા પાઇ પી ઉછાળો,
શીયળને સંભાળો, સંભાળો.

૧૮૯૬

———— ————

# ધીર સમીર

તિમિર ઝીણું ઝીણું ઉડે અનિલમાં ગેબી કોઇ નાંખી ભૂરકી,
મધ્યરાત્રિનો પડયો દૂર વિસ્તાર શીતળ ફરફર વરસી;
નિદ્રાલીન જગતમાં કંઇ કંઇ શાન્તિસિન્ધુની લહર ઘૂમે,
મન્દ મન્દ ઘનરંગી તરંગો ભૂરા વ્યોમતટ ઉંડા ચૂમે.

એ રમતશ્રેણીને પૂર,
એ સતત લહરીને ઉર,

એ મહાછોળમાં તરે હોડલાં ઉર્મિશિખર ઘડી ઘડી ચમકી,
ને પળ દેખાયે, વિપળ છૂપાયે તેજબિન્દુ પળપળ પલકી.

જોતો એ તારકવૃન્દ,
નિર્દોષ કેલિના છન્દ,

કંઇ બાળ નયનનાં નર્તન, સ્વદેશ રમ્ય કલ્પતો ઉભો’ તો,
ને દૂર ભવન મુજ સુખનાં ઉજળાં આશાકિરણે જોતો’તો;

કંઇ આવ્યો ધીર સમીર,
કંઇ શમ્યો પુષ્પમાં વીર.–

જ્યહાં દૂર ક્ષિતિજમાં તિમિર હૃદયમાં તેજ તારલા નીતરે છે,
જ્યહાં ઝાકળપટ પર પ્રભાઅભ્ર શી ઝલક આભથી ઉતરે છે,

તે તેજલોકને દેશ,
તે ગાતલોકમાં એશ,

કો મંજુલ મંજુલ નર્તન્તી અંગુલિ તન્ત્રીમાં ગુંજી રહી,
કંઇ ગગનકુંજમાં જગત્યન્ત્રમાં ગાનછલક પળ ઉછળી રહી.

જય જય તવ, ધીર સમીર!
જય, ચિરંજીવ થા વીર!

હા! વિસ્મૃત પ્રિયની કિન્નરકલતા આત્મતારથી જગવે છે,
વીર! લાવ લાવ રે! ગાન મીઠડું, પ્રિય રસમૂર્ત કરે છે તે.

૧૮૯૮

———

# હાલરડું

---

વ્હાલાં ! વિરાજો મ્હારા પ્રાણમાં રે લોલ;
પ્રાણના પ્રકાશ છે પ્રફુલ્લ જો:
વ્હાલાં ! વિરાજો મ્હારા પ્રાણમાં રે લોલ.

આશાનો જડેલ મ્હારો માંડવો રે લોલ;
ગૂંથી સૌભાગ્ય કેરી વેલ જો:
વ્હાલાં ! વિરાજો મ્હારા પ્રાણમાં રે લોલ.

આવો, પીયૂષ પાઉં ઉરનાં રે લોલ;
નેત્ર માંહિ આંજું રૂડાં તેજ જો:
વ્હાલાં ! વિરાજો મ્હારા પ્રાણમાં રે લોલ.

પ્રેમનું ઘડાવું રૂડું પારણું રે લોલ;
શોભાના બન્ધાવું હું હિન્ડોળ જો:
વ્હાલાં ! વિરાજો મ્હારા પ્રાણમાં રે લોલ.

પ્રભુની કરુણાકલા શાં આવજો રે લોલ;
હસજો કંઇ બાળ ! ઉંડા હાસ જો:
વ્હાલાં ! વિરાજો મ્હારા પ્રાણમાં રે લોલ.

૧૮૯૯

---

# સારસનો શબ્દ



સન્ધ્યા ઉજાસ ભરી નમતી હતી, સખિ ! વૈશાખની;
મનોહારી સુશીતળ શાન્ત, હો સખિ ! વૈશાખની.
આવી તરીને દિન મેદિની, સખિ ! વૈશાખની;
ઉભી રજનીને તીર ઘડી શ્રાન્ત, હો સખિ ! વૈશાખની.

વનમાં વિરામતી વિભૂતિઓ, સખિ ! વૈશાખની;
નદી છવરાતી છાછરનીર, હો, સખિ ! વૈશાખની.
નિર્મળ ઝૂકી નભની ઘટા, સખિ ! વૈશાખની;
જળે છાયા ડુબેલી ગમ્ભીર હો સખિ ! વૈશાખની.

વાયુની લહરી થંભી હતી, સખિ ! વૈશાખની;
હતી થંભી હૈયડાં કેરી આશ, હો સખિ ! વૈશાખની.
પોઢી'તી સાયંસમાધિમાં, સખિ ! વૈશાખની;
જડચેતન સૃષ્ટિની સુવાસઃ હો સખિ ! વૈશાખની.

એવે એક સારસ બેલડી, સખિ ! વૈશાખની;
આવી ટહુકી અમારી પારઃ હો, સખિ ! વૈશાખની.
અને જાગી જગત રસચેતના, સખિ ! વૈશાખની;
રહી વરસી જ્યોત્સ્ના કેરી ધારઃ હો સખિ ! વૈશાખની.

# એ રત

---

મ્હોરી મ્હોરી આંબલિયા કેરી ડાળ રે,
એ રત આવી, ને રાજ ! આવજો !
ઝીલે નીરે સારસ સરોવર પાળ રે,
એ રત આવી, ને રાજ ! આવજો !

કુંજ કુંજે વાધા સજ્યા નવરંગ રે,
એ રત આવી, ને રાજ ! આવજો !
ચન્દ્ર હસી અજવાળે રજનીનાં અંગ રે,
એ રત આવી, ને રાજ ! આવજો !

તેજ મધુર વરસે, ને વિશ્વ મંહી ન્હાય રે,
એ રત આવી, ને રાજ ! આવજો !
બીલો પેલો વનનો મંડપ ઝોલાં ખાય રે,
એ રત આવી, ને રાજ ! આવજો !

ઉભી ઉભી નિરખું છું વાટ, અલબેલ રે !
એ રત આવી, ને રાજ ! આવજો !
ફૂલડેથી લૂમી ઝૂમી મ્હારી વેલ રે,
એ રત આવી, ને રાજ ! આવજો !

૧૯૦૫

# તાજમહેલ

—

૧

આ એ જ શું મંડપ નિત્યલગ્નનો ?
કે ભસ્મરાશિ પિયુ પ્રેમભગ્નનેઃ ?
આ તાજ શું એ મુમતાજનો ? સખે !
કે સ્નેહના પંખીની વાસયષ્ટિ એ ?

૨

પ્રેમનાં સ્મરણો બોલે માનવી–માનવી ઉરે;
તે સૌનો પડઘો ઝીલી સુણો ! શાહે જહાં ઝૂરે.

૩

શ્રી કૃષ્ણની બંસી શું નાચ નાચતી
વૃન્દાવનેથી યમુના પધારતી;
રસેન્દ્રના એ રસવારિને તટે
સૌન્દર્યનું પુષ્પ ખીલ્યું શું આ ? સખે !

૪

રસીલાં રસયમુનામાં વહન્તાં કંઇ આવતાં;
એમને દાખતો પન્થ ઉભો છે એ સુહાગમાં.

૫

અન્ધારૂં થાયે નભ માંહિ પાતળું,
ઝીણું ઝીણું પૂર પ્રભા તણું ભળ્યું;
જગત્ તણી જીવનછોળ શું છલી ?
જો ! પ્રેમની ઉગી પ્રભાતતારલી.

૬

રાધિકાનાં ગીત ગાતી ઊભીને નદને તટ
ભણે છે એહ પાષાણો પ્રેમમન્ત્રો સનાતન.

૭

અહો ! મહાકાળની વાસુકીફણા !
હા ! સર્વભક્ષી યમ કેરી યન્ત્રણા !
તથાપિ મૃત્યુ રસનાં નથી—નથી:
સૌન્દર્ય ને સ્નેહ અજીત મૃત્યુથી.

૮

સુધા ને વિષ ઘોળેલા સખે ! સારસાગરે
પ્રેમ ને મૃત્યુના મ્હેલ-તાજ સૌને વસે ઉરે.

૯

મધ્યાહ્નની ઝાળ ભરી જગત્ ઊભી,
દાઝી—દઝાડી દુનિયા સદા દૂભી;
શું પાદશાહી ય દિલે ચિતા ? અરે !
જ્વાળામુખી જો ! સળગે સુધાકરે.

૧૦

ધૂળની આંધી જામી, કે મેઘાડંબર સ્હોયલો ?
એવા આ અસ્થિરે વિશ્વે ઊગ્યો શું પ્રેમતારલો !

૧૧

અનેક વેળા ઊગી આથમે રવિ,
અનેક ઊર્મિ યમુનાની યે જવી;
શીળો, મીઠો, અમૃતજ્યોત તાજ શો,
અખંડ સૌને ઉર પ્રેમદીવડો.

૧૨

શું છે, કહો, વિશ્વના મ્હેલે? પ્રેમનો ચન્દ્ર કે ચિતા?
એ જ આ યમુનાતીરે પ્રેમીના પ્રેમની ગીતા.

૧૩

અહા! મહાભાવ ગયા અકબ્બર,
નથી રહ્યા બાબર એ કલન્દર;
નૂરે જહાં આથમિયાં દિગન્તમાં:
ઉભા છ આ કીરતથંભ પ્રેમના.

૧૪

પ્રેમની કવિતા કેરો? કે એ જાહોજલાલીનો?
સૌન્દર્યનો? કલાનો? કે તાજ આ મુગલાઇનો?

૧૫

અંગાંગમાં માર્દવ છે કુમારીનો,
સોહાગ પાનેતરની પ્રભા તણો;
શૃંગારલીલા—મુમતાજ શું હસે!
કેવી ય તો નૂરજહાન, કહો, હશે?

૧૬

પ્રેમની ભસ્મ ધારી, ને દિગન્તે માંડી આંખડી,
પ્રેમની જોગણ કો આ જૂવે વ્હાલાની વાટડી.

૧૭

ઉંચા મિનારા સમ ઉર્ધ્વ હસ્તમાં
ચન્દ્રાનની ઘુમ્મટશીર્ષ ટેકતી,
હાળી છૂટા પાલવ વાડીચોક શા,
રસીલી કો નાચતી નિત્યરાસ આ.

૧૮

'વણમાંગ્યા રસો વાધી પ્રેમરાશિ બને, સખિ !'
એ મહાસત્યની જો ! આ પ્રતીતિ પ્રેમીએ લખી.

૧૯

કાળે વિછોડી ચકુવાની જોડી શા
બન્ને તટે ખેલડ મ્હેલ માંડી, ત્હાં
અદ્વૈત એ દ્વૈતનું સ્થાપવું હતું:
અદ્વૈત નાથે નહિ દ્વૈત સાંખિયું.

૨૦

પૂર્ણિમા કેરી જ્યોત્સ્નામાં જ્યોત્સ્નાના પુંજ શી, સખે !
દંપતીપ્રેમની નિત્યે પૂર્ણિમા તપજો જ એ.

૧૯૧૮

# સ્હાંજના પડછાયા

૧

કવિતાને ભાગ્યદેશે ત્હારા નામાક્ષરો લખી
વળી મ્હારૂં એક વેળા સોહાવું કાવ્ય આ, સખિ !

૨

વિધિરંગિત ત્રીસ વર્ષ વીત્યાં
સખિ ! પરણેતર ત્હારૂં-મ્હારૂં બોલ્યે;
ખરૂં કહું ? મુજ કલ્પનાકવિતા
નથી તુજ જીવનના કવિત્વ તોલે.

૩

મ્હને તો સ્પષ્ટ છે એ સૌ આપણી કુળવેલ શું;
આટલી અવધે તો એ સૌને સ્પષ્ટ હશે થતું.

૪

તડકા કુમળા પડ્યા ચ્હડેલા,
સખિ ! જો, શીતળ રમ્ય સ્હાંજ બેઠી;
તુજ અદ્દ્ભુત હાસ્યજ્યોત શી આ
નમી જીવનની ય સ્હાંજ પ્રેમમીઠી.

૫

તજી જીવનની ભોમ, કપાયેલાં પતંગ શાં,
કલ્પનાના પ્રવાસી તો ઉડે છે કૈંક આભમાં.

૬

હૈયે વિરાજ્યો ભૂલી બ્રહ્મ ભાવિકો
શોધે જગે પન્થભૂલેલ નાવિકો;
ભાળે દિગન્તે ત્યમ કલ્પના કવિ,
ભૂલી કવિતા ગૃહકુંજમાં ભરી.

૭

દંપતીભાવની દૈવી લીલાથી–ભાવનાથી, જો !
છલોછલ ભરેલું છે ત્હારૂં જીવનકાવ્ય તો.

૮

"ગમ્ભીરાના હૃદય સરિખાં નીર માંહી પ્રસન્ન
છાયાત્મા યે પ્રકૃતિમધુરો સરકશે તુજ રહેજે"
યક્ષે દીધો વર સહુ ફળ્યો, યોગ્ય હું વા ન હું વા;
બેઠો હું છું ચિર તુજ સખી ! ઉરનીરે પ્રસન્ન.

૯

અપવિત્રો પવિત્રો વા આ કાવ્યે રસ હોય જે,
ત્હારા ગાર્હસ્થ્ય અગ્નિના પુણ્યે તે પરિશુદ્ધજો.

૧૦

અન્‍માજીને જીવનનીરથી, પ્રિયે !
ઉદ્ધારજે આછું–અધૂરૂં હોય તે;
'નથી કને, લાવું કયહીંથી ?' એ કહી
લેશે ય નિજને અવમાનતી નહી.

૧૧

આપી છે ત્રીસ વર્ષોમાં, ને આપે છે હજી સુધા;
માગું છું એથી તો આજે ઓછું દેવી ! અનેકધા.

૧૨

પૃથ્વી વિશે કાંઇ પુરાણકાળથી
આર્યોની કીર્તિ પ્રસરી, કુલશ્રી શી;
જગતયશસ્વી, સખિ ! આર્યલક્ષ્મી તું,
પ્રાચીન આર્યત્વની કીર્તિમૂર્તિ તું

૧૯૨૦

---

# દામ્પત્યના બોલ

મધુરી શી મોરલીના મધુરા કલ્લોલ,
એવા સખિ! દંપતીના જીવનના બોલ. ધ્રુવ

સન્ધ્યા સોહાગ ભરી આવે સલૂણી,
ચન્દા ને સૂરજ હરખાય;
તેજનાં કિરણ કાંઇ તેજમાં ઢોળાય, એવાં
એકાબીજામાં ઢોળાય:
ડાળીએ-ડાળીએ પાંદડાં પ્રોવાય,
એવા સખિ! દેહ ને પ્રાણ ગૂંથાય.
મધુરી શી મોરલીના વિ. વિ.

લોહ કે પત્થરને પારસ પરસે,
થાય કાંચન મહામોલ;
નરનો દેવ થાય નારીપરસથી
એ નારી પારસને તોલ:
ફૂલડે-ફૂલડે જેવા પરાગ,
એવા સખિ! નરનારીના અનુરાગ.
મધુરી શી મોરલીના વિ. વિ.

સુખની સોહાગણ જગની વાડી,
મંહી ઉગી એ ચન્દનવેલ;
મેઘની ધાર સમી ધારા ગૂંથી રચ્યો
મેઘ શો મંડપમ્હેલ:
જેવી જગે હૈયાની નીતરે ધાર,
એવા સખિ ! ગૃહ કુળ ને સંસાર.

મધુરી શી મોરલીના મધુરા કલ્લોલ,
એવા સખિ ! દંપતીના જીવનના બોલ.

શંકરજયન્તી, ૧૯૩૦

---

# સંસ્કૃતિનું પુષ્પ

## અથવા

## અમારી એકતાળીસમી લગ્નતિથિ

---

૧

વળી સૌભાગ્યમુદ્રાળી પૃથ્વી, હે શુભલક્ષણા !
આવી આ આંગણે ત્હારે કરી વિશ્વપ્રદક્ષિણા.

૨

જો ! કુંજકુંજ સુરનન્દનની નિહાળી
વૈશાખ માસ મુખશુક્લ વળી પધાર્યો;
ને દેવચન્દન શી ચન્દની પંચમીની
સૌભાગ્યનો વળી કરે અભિષેક ત્હારો.

૩

વર્ષે વર્ષે સુધા વર્ષી કરે આતિથ્ય આપણાં;
ને પ્રતિવર્ષ પૂજાના ગ્રહે છે અર્ધ્ય આપણા.

૪

વીંઝી વાદળપાંખ વાયુલહરો આવે અનન્તે રમી;
આવે એમ વસન્તગ્રીષ્મ ઋતુઓ પ્રારબ્ધલ્હેરો સમી;
ને સ્પર્શે ઋતુરાજ મ્હેકી વિલસે આયુષ્યના આંબલા:
બેસે મ્હોર, ખીલે, ખરે, પરિ..જો એ પર્વનાં ફૂલડાં.

૫

અદ્વૈતાચાર્યના મન્ત્રે ગાજ્યો વેદાન્તકેસરી:
અને પછી જીતી એને માહિષ્મતીની સુન્દરી:

૬

એ કલ્યાણક જન્મયોગતિથિનો ચાળીસમો ચન્દ્રમા
વિચર્યો'તો જ રસાત્મ કો રસભર્યાં સૌભાગ્યની શોધમાં;
પ્રેમોદ્યાન નિહાળી પૂજ્ય, જગની દામ્પત્યકુંજો ફરી,
આવ્યો એ વળી આજ જો ! અમૃતની જ્યોત્સ્નાકટોરી ભરી.

૭

એ ચન્દ્રે આણી દીધાં તે પીધાં સંસારનાં અમી;
ને છાંટયા કણ એ કાંક વિશ્વોદ્યાને રમી ધુમી.

૮

પ્રારબ્ધ આવે ભરી પુણ્યથાળ,
સૌભાગ્ય આવે રસથી રસાળ;
ભાનૂભર્યો દિન, શશિશોભી રાત્રી,
ત્હને વધાવન્ત, જીવન્‌વિધાત્રી !

૯

બારે રાશી, દશે દિશા, ષટ્ ઋતુ, બાર પૂર્ણિમા;
ચાળીસે સખીઓ તુજને વધાવે છે, મનોરમા !

૧૦

તુજ સૌમ્ય જોવા હસી સૌમ્યહાસે,
વસન્તવાધા ધરીને વિલાસે,
આનન્દઆંખે અમરો પધારે,
ને સોહાગણ ! સુર વિભૂતિઓ વર્ષતા શીર્ષ ત્હારે.

૧૧

ઝંઝાનીલે ઝુલે ડોલે તરંગો કાલઅબ્ધિના;
ગાય ગાનો ગભીરાં જો ! ત્હારી અર્ધશતાબ્ધિનાં.

૧૨

આવી આવી ભાસ્કરો અર્ધ સદીના
વાયુ ઢોળે તુજને ભર્ગથી ભીના;
સૂર્યે ચન્દ્રે દીધ એ પુણ્યતેજમાં
ન્હાતાં ઝીલતાં કુળકુસુમને ત્હેં જ પીયૂષ પાયાં.

૧૩

છીછરા કે આછકલા નથી તુજ રસના ઝરા;
પ્રસન્નચિત્ત પ્રૌઢના ઉરનાં પૂર તાહરાં.

૧૪

વસન્તના મ્હોર ફુળે ફળી ફળી,
પ્રફુલ્લ ટ્હૌકે ગીત કોકિલા ઢળી,
વૈશાખની વેલડ, પુષ્પ ઢોળતાં.
કુહે: જાય જો ! એ દિવસો વસન્તના.

૧૫

આંબેથી ઉતરી સાખો, માંડવે પાકી દ્રાખ, જો !
આપણી યે ઋતુ પાક્યે પાકી સંસારસાખ, હો !

૧૬

રાત્રી વિનાના દિન કો ન દીઠા,
વસન્ત કો યે નથી ગ્રીષ્મસૂની;
પ્રકાશ સર્વે ય જ છાંયવાળા :
શીળા ઉન્હા ત્યમ દિન આપણા યે.

૧૭

ઊભી અનન્તને આરે સાન્તને જળ ઝીલતાં
પૂજ્યો અનન્તનો નાથ, રમી સાન્તઅનન્તમાં.

૧૮

વેદોચ્ચારે કંઇ ઉષાગીત ગાતી
સર્જી હરિએ જ્યાહરે આર્યજાતિ,
પ્રભુએ ત્ય્હારે દીધું વરદાન પ્રીતે;
'સાગરબાંધી પૃથિવિ દઉં છું, માણજો ધર્મ રીતે.'

૧૯

ધર્મ ને કાવ્યસોહાગે સોહન્તી આર્ય જાતિ એ
શોભાવે–શણગારે છે અધી પૃથ્વીની કુંજને.

૨૦

કિનખાબોથી દેહનાં અંગ છાયાં,
તરસ્યાંઓને લક્ષ્મીનાં દૂધ પાયાં;
કાવ્યે ગીતે ધાન્ય ને ધર્મમન્ત્રે
આજે યે જો! મનુજકુળને આર્યતા એ નિમન્ત્રે.

૨૧

પૃથ્વીપ્રસર્યા આર્યકુળની એ પૃથ્વીજૂની સંસ્કૃતિ
પૃથ્વીજૂના રૂપરંગે આર્યાવર્તે જ છે છતી.

૨૨

અંહી આજે યે એહ ઋગ્ગાન થાય,
અંહી આજે યે એ ઉષાસ્તોત્ર ગાય;
અંહી આજે યે ગૃહ્યસૂત્રોની વાણે
સંસ્કારોને ઝીલતી જનતા આર્યતા એહ માણે.

૨૩

સર્વ સંસારસંસારે યુગે યુગે, યદા તદા,
સંસ્કારો ને સંસ્કૃતિને સંરક્ષે સુન્દરી સદા.

૨૪

મીઠા મીઠા મેઘ શા છત્ર છાતી,
ઘેરાં ઘેરાં સામનાં સૂક્ત ગાતી,
ઇતિહાસોને અનુપ સુહવે જેની દામ્પત્યગાથ,
આર્યોની એ સનાતન અમરઅવતરી સંસ્કૃતિનું ઘ્રું પુષ્પ.

૨૫

જો ! મહાકાળની બોલે ઘેરી સાગરખંજરી;
નર્તન્તી એહને તાલે મ્હારે આયુષ્યમંજરી.

૨૬

દ્હાડે દ્હાડે સૂર્ય જો ! તેજ ઢોળે,
રાત્રે રાત્રે ચન્દ્રિકા ચન્દ્ર ચોળે;
અનન્તા યુગનાં આવે અનન્તાં તેજછાંય જે,
એ જ સંસ્કારસર્વસ્વ પ્રજાની સંસ્કૃતિ, હલે !

૨૭

વણવાવ્યાં ખીલે પુષ્પો કાળજૂની નદીતીરે;
સંસ્કારો સરલે ! ત્હારા સંસ્કૃતિરોપિયા, ખરે !

૨૮

નથી રોપ્યા તે પુસ્તકે કે પ્રથાએ,
નથી વાવ્યા તે શિક્ષણે-શિક્ષિકાએ;
જોયા-ઝીલ્યા કાળના ત્હેં પરાગઃ
તુજ સંસ્કારો સકળ સરલે ! સંસ્કૃતિના સુહાગ.

૨૯

પરખે એ રૂપની લીલા કોક દુષ્યન્ત, કૃષ્ણ કો;
મ્હને યે ક્ષણ ન્હોતી એ પરાપૂજાની આંખ, હો !

૩૦

કળા અમે કૃત્રિમને જ માનિયે,
હા ! રૂપ તો રંગ મંહી પ્રમાણિયે;
ત્વચાતરંગો રસરેલ જાણિયે:
ને દેહપરને અધુરૂં પિછાણિયે.

૩૧

ડોલે જો અંગહિન્ડોલે હૈયાહિન્ડોલ, રૂપ તે;
દેહે આત્મલીલા લ્હેકે રહ્યો ▲ ,, શુચિસ્મિતે !

૩૨

ચન્દ્ર માંહિ જયમ ચન્દ્રિકા લસે,
ફૂલ માંહિ જયમ ફોરમો હસે;
વાડી માંહિ જયમ વાયુ મ્હસમ્હસે:
દેહકુંજ ત્યમ રૂપ વિલસે.

૩૩

રંગ્યાં જેણે મોરપીંછાં, રંગી જેણે જ વેલડી,
રંગ્યાં જેણે પુષ્પવૃન્દો, રંગી ત્હેણે ત્હને, સખિ !

૩૪

મેઘલધીરી, ઝીણું ઝીણું હસન્તી,
લજ્જાવણી, ચીર ઢળતે લસન્તી;
મીઠાબોલી, ડોલતી અંગઅંગે,
સુન્દરી જાણે સંચરે શું વસન્તે.

૩૫

શિખવ્યું મયૂરીને જેણે ગભીરં-ઘેરં ટ્હોકતાં,
ત્હને યે શિખવ્યું ત્હેણે હરિનાં ગીત ગુંજતાં.

૩૬

સરલ ! ત્હારી પાંખ તો સાવ સાદી,
સુભગે ! ત્હારી મીઠડી સૌ પ્રસાદી;
સોહાગણુની સૌમ્ય તું ગુણુગીતા,
મીઠા જળની મ્હાલતી શું સરિતા !

૩૭

વાગ્યા હશે સખી ! કોને કાંટા મ્હારા ગુલાબના;
તાહરી માલતી વેલ કોને ખૂંચી નથી કદા.

૩૮

ભરી ભરી વાદળી કેરી છાંય કો
પૃથ્વી ભરીને પથરાય, એમ જો !
વાત્સલ્યશીળી તુજ ઉરછાંયડી
સ્નેહી સગાં કુળ હું પરે સદા પડી,

૩૯

શિશિરે શરદે ગ્રીષ્મે વર્ષામાં કે વસન્તમાં
ચન્દ્રિકા વર્ષતો નિત્યે તાહરો આત્મચન્દ્રમા.

૪૦

ચ્હડયાં; નથી હા ! ચ્હડવાં જ એટલાં;
વીત્યાં; નથી વીતવવાં ય એટલાં.
સંસારના પન્થની કેડી જો ! બધી
અનન્તના પન્થ મહીં ભળે, સખી !

૪૧

વાસન્તી વેલીએ જેમ
સુગન્ધી છે ફુલે ફુલે,
એમ સૌભાગ્ય સોહાજો
સુન્દરીને કુળે–કુળે.

શાંકરજયન્તી, ૧૯૨૯





# અનુક્રમણિકા

